ते । यवसऽअदः । वि । अस्थिरन् । सुऽगम् । तत् । ते । तावकेभ्यः । रथेभ्यः । अग्ने । सख्ये । मा । रिषाम । वयम् । तव ॥ ११ ॥

અ૦—તે પછી ત્હારી ગર્જનાથી પક્ષિઓ પણ, ભયને પ્રાપ્ત કરે છે. જ્યારે ત્હારા તણખા, તૃણોનું ભક્ષણ કરતા વિવિધ રીતે પ્રસરે છે ત્યારે, ત્હારા રથો માટે માર્ગ સુગમ થાય છે. હે અગ્ને !, ત્હારૂં સખાપણું હોય તો અમો નાશ પામનાર નહીં. ૧૧

अयंमित्रस्यवरुणस्यधायसेवयातांमरुतांहेळोअद्भुतः ।
मृळासुनोभूत्वेषांमनःपुनरग्नेसख्येमारिषामावयंतव ॥१२॥

प०- अयम् । मित्रस्य । वरुणस्य । धायसे । अवऽयाताम् । मरुताम् । हेळः । अद्भुतः । मृळ । सु । नः । भूतु । एषाम् । मनः । पुनः । अग्ने । सख्ये । मा । रिषाम । वयम् । तव ॥ १२ ॥

અ૦—આ ( અગ્નિનો સ્તોતા ), મિત્ર અને વરૂણના સંરક્ષણને પ્રાપ્ત હો. અંતરિક્ષ વિષે હોનાર મરૂતોનો ક્રોધ, અદ્ભુત હોય છે. ( મિત્રાવરૂણ, આ સ્તોતાનું તે ક્રોધથકી રક્ષણ કરો.) ( હે અગ્ને ! ), અમને રૂડું સુખ હો. એમનું (આ મરૂતોનું) મન, પુનરપિ પ્રસન્ન હો. ત્હારૂં સખાપણું હોય તો અમે નાશ પામનાર નહીં. ૧૨

देवोदेवानामसिमित्रोअद्भुतोवसुर्वसूनामसिचारुरध्वरे ।
शर्मन्त्स्यामतवसप्रथस्तमेग्नेसख्येमारिषामावयंतव ॥१३॥

प०— देव । देवानांम् । असि । मित्र । अद्भुत । वसुः । वसूनाम् । असि । चारुः । अध्वरे । शर्मन् । स्याम । तवं । सप्रथः ऽतमे । अग्ने । सख्ये । मा । रिषाम । वयम् । तवं ॥ १३ ॥

अ०—હે અગ્ને !, દેદીપ્યમાન એવો તૂ, દેવોનો પ્રૌઢ સખા છે યજ્ઞ વિષે, તૂ રૂડો ( શોભે ) છે તૂ સંપત્તિનો ભંડાર છે ત્હારી ચોમેર અત્યંત વિસ્તીર્ણ યજ્ઞગાના વિષે, અમે નિવાસ કરીએ ત્હારૂં સખાપણું હોય તો અમો નાશ પામનાર નહીં ૧૩

*तत्तेभद्रंयत्समिद्धःस्वेदमेसोमाहुतोजरसेमृळयत्तमः ।
दधासिरत्नंद्रविणंचदाशुषेग्नेसख्येमारिषामावयंतव ॥ १४ ॥

प०— तत् । ते । भद्रम् । यत् । सम्ऽइद्धः । स्वे । दमे । सोमऽआहुतः । जरसे । मृळयत्ऽतमः । दधासि । रत्नम् । द्रविणम् । च । दाशुषे । अग्ने । सख्ये । मा । रिषाम । वयम् । तवं ॥ १४ ॥

अ०—હે અગ્ને !, પોતાના સ્થાન વિષે (ઉત્તર વેદિ વિષે) રૂડી રીતે પ્રજ્વલિત કરી સોમરસની આહુતિ દઇ, ( ઋત્વિજો ) જે ત્હારી સ્તુતિ કરે છે તે ( નિશ્ચે ), કલ્યાણદાયક હોય છે અત્યંત સુખ આપનાર થઇ તૂ, હવિ દેનારને રૂડું રમણીય તથા ધન અર્પણ કરેછે ત્હારૂં સખાપણું હોય તો અમે નાશ પામનાર નહીં ૧૪

यस्मैत्वंसुद्रविणोददाशोनागास्त्वमदितेसर्वताता ।
यंभद्रेणशवसाचोदयासिप्रजावताराधसातेस्याम ॥ १५ ॥

---

* तस्यैवस्थोलोकोयद्भुत्तरवेदीनाभिः । ऐ० ब्रा० १–२८.।

प०— यस्मै । त्वम् । सुद्रविणः । ददाशः । अनागाःऽत्वम् । अदिते । सर्वऽताता । यम् । भद्रेण । शर्वसा । चोदयासि । प्रजाऽवता । राधसा । ते । स्याम ॥ १५ ॥

અ૦—હે રૂડી સંપત્તિવાળા, અખંડનીય (અગ્ને !), સર્વ કર્મ પરંપરા મધ્યા, સર્વ યજ્ઞો વિષે, જેને તું, અપાપત્વ-પાપરહિતપૂર્વક કર્મયોગ્યતા અર્પણ કરે છે (તે યજમાન સમૃદ્ધિવાન થાય છે). જેને તું, કલ્યાણકારક બળવડે રૂડીરીતે યુક્ત કરે છે, (તે પણ સમૃદ્ધિવાન થાય છે). અમે પુત્રપૌત્રાદિક વડે યુક્ત એવી તેં અર્પણ કરેલ સંપત્તિ વડે યુક્ત થઈએ. ૧૫

स त्वमग्ने सौभगत्वस्य विद्वानस्माकमायुः प्र तिरेह देव ।
तन्नो मित्रो वरुणो मामहन्तामदितिः सिन्धुः पृथिवी उत द्यौः ॥१६॥१२॥

प०— सः । त्वम् । अग्ने । सौभगऽत्वस्य । विद्वान् । अस्माकम् । आयुः । प्र । तिर । इह । देव । तत् । नः । मित्रः । वरुणः । मामहन्ताम् । अदितिः । सिन्धुः । पृथिवी । उत । द्यौः ॥ १६ ॥ १२ ॥

અ૦—હે ધનાદિ-ગુણ-યુક્ત અગ્ને !, અમારા કલ્યાણને જાણનાર તે તું, આ કર્મ વિષે અમારું આયુષ્ય છેક વધાર્યું મિત્ર, વરુણ, અદિતિ, સિન્ધુ (જળદેવતા) પૃથિવી, અને દ્યુદેવતા તે આયુષ્યનું રક્ષણ કરો ૧૬

ઇતિ બત્રીશમો વર્ગ સમાપ્ત.

ઇતિ પ્રથમ અષ્ટકમધ્યે છઠ્ઠો અધ્યાય સમાપ્ત.

## सूक्त ९४.

१ संसदि = संभजनेन – ...
२ अनर्वा = शत्रुभिरप्रत्यृतःसन् = શત્રુઓ જેની સામે હલ્લો ન કરી શકે તેવો = શત્રુ રહિત.
३ तुताव = वर्धते = ઉત્કર્ષને પામે છે. (तुवृद्ध्यर्थः).
४ अंहतिः = અતિદારિદ્ર.
५ जीवातवे = जीवनौषधाय = લાંબુ જીવવા.
६ जन्तवः = जाताः रश्मयः = ઉપજેલ કિરણો.
७ अक्तुभिः = अञ्जकैः रश्मिभिः = પ્રગટ કરનાર કિરણોવ
८ जनुषा = जन्मना स्वाभाव्येन = જન્મસ્વભાવથી.
९ पोता = यज्ञस्यपावयिताशोधयिता वा = યજ્ઞને કરનાર.
१० तळित् = अन्तिक = સમીપમાં
११ सुप्रतीकः = शोभनांगः = રૂડાં અંગવાળો.
१२ शंसः = शंसनीय अभिशापरूपं पाप = અભિશાપરૂપી પાપ-
१३ दुद्यः = दुर्धियः = દુષ્ટ બુદ્ધિવાળા.
१४ अत्रिणः = अत्तारः = રાક્ષસાદિક ભક્ષણ કરનાર. (अद्).
१५ वातजूताः = વાયુના જેવા વેગવાળા. (जूतंजवोवेगः)
१६ द्रप्साः = अवालैकदेशाः = તણખા.
१७ अयसादः = તૃણનું ભક્ષણ કરનાર. (यवसानां अत्तारः).
१८ तावकेभ्यः = त्वदीयेभ्यः = તારા
१९ धायसे = धारणाय अवस्थानाय = સંરક્ષણ અર્થે.
२० अवयाताम् = अवस्तात्द्गच्छताम् = સ્વર્ગની નીચે અંતરિક્ષ વિષે હોનારને.
२१ सप्रथस्तमे = ચોમેર અત્યંત વિસ્તીર્ણ.

२२ शर्मन् = शर्मणि = યજ્ઞના વિષે.
२३ जरसे = स्तूयसे = સ્તુતિ કરાય છે (जरति. स्तुतिकर्मा).
२४ सर्वताता = सर्वततिषु = સર્વ કર્મપરંપરા વિષે; અથવા, સર્વ યજ્ઞો વિષે.
२५ अनागास्त्वं = અપાપત્વ.
२६ तिर = વૃદ્ધિગત કર. ( तिरतिर्वर्धनार्थः )
२७ मित्र. = प्रमीतेस्त्राता = મિત્રદેવ.
२८ वरुण. = अजशिष्टानां निवारयिता = વરૂણદેવ.



## અધ્યાય ૭.



यस्यनिःश्वसितंवेदायोवेदेभ्योखिलंजगत् ।
निर्ममेतमहंवन्देविद्यातीर्थमहेश्वरम् ॥ १ ॥

અ૦—વેદો જેના પ્રાણ છે, જેણે વેદોમાથી અખિલ જગત નિર્માણ કર્યું તે ( મારા ગુરૂ ) વિદ્યાતીર્થ મહેશ્વરને, હુ વંદન કરૂં છુ. ૧

## सूक्त ९५.

ઋષિઃ–આંગિરસ કુત્સ, દેવતાઃ–અગ્નિ, ( અથવા ઉષા સંબંધી અગ્નિ ), છન્દઃ–ત્રિષ્ટુબ્

*ॐद्वेविरूपेचरतःस्वर्थेअन्यान्यावत्समुपंधापयेते ।
हरिरन्यस्यांभवतिस्वधावाञ्छुक्रोअन्यस्यांददृशेसुवर्चाः ॥१॥

प०— द्वे इति । विरूपे इति विऽरूपे । चरतः । स्वर्थे इति सुऽअर्थे । अन्याऽअन्या । वत्सम् । उप । धापयेते इति । हरिः । अन्यस्याम् । भवति । स्वधाऽवान् । शुक्र । अन्यस्याम् । ददृशे । सुऽवर्चाः ॥ १ ॥

अ०—સુંદર ગમનાગમન, વા સુંદર પ્રયોજનવાળી, ભિન્નભિન્ન રૂપવાળી અહોરાત્ર (ઉષા અને રાત્રિ) બન્ને, પુનઃપુનઃ પર્યાવર્તન–ભ્રમણ–કરે છે. તેઓ, એકબીજાના બાળકને ધવડાવે છે. (તેથી) રસને હરણ કરનાર આદિત્ય, અન્ય–પોતાની જનની (રાત્રિ)થી ભિન્ન–જનની (દિવસ) વિષે, હવિરસપન્ન થાય છે. નિર્મળ દીપ્તિવાળો અગ્નિ, અન્ય જનની (રાત્રિ) વિષે રૂડો શોભે છે ૧

दशेमंत्वष्टुर्जनयन्तगर्भमतन्द्रासोयुवतयोविभृत्रम् ।
तिग्मानीकंस्वयशसंजनेषुविरोचमानंपरिषींनयन्ति ॥२॥

प०— दश । इमम् । त्वष्टुः । जनयन्त । गर्भम् । अतन्द्रासः । युवतयः । विऽभृत्रम् । तिग्मऽअनीकम् । स्वऽयशसम् । जनेषु । विऽरोचमानम् । परि । सीम् । नयन्ति ॥ २ ॥

---

* १ तयोरेतौवत्सौअग्निश्चादित्यश्च रात्रेर्वत्सःश्वेतआदित्यःअह्नोग्निस्ताम्रोरूपः । तै० ब्रा० प्रथमपाठके

२ तस्माअग्नयेसायंहूयतेसूर्यायप्रातरिति । तै० ब्रा० २-१-२ ।

अ०—આનમ્યરહિત, નિત્યતરૂણ–અજરામર–એવી દશ દિશાઓ, મધ્વા અગુલિઓ, દેદીપ્યમાન મધ્યમ વાયુમાથી ( મેઘમધ્યે ) ગર્ભસ્વરૂપે હોનાર વૈદ્યુતાગ્નિને, અથવા અરણિમાથી અગ્નિને ઉત્પન્ન કરે છે સર્વભૂતપ્રાણિ વિષે જાઠરાગ્નિ સ્વરૂપે હોનાર, તીક્ષ્ણ તેજવાળા, અત્યત યશસ્વી, સર્વ સ્થળે વિશેષે દેદીપ્યમાન એવા આ અગ્નિને, સર્વ મનુષ્યો ચોમેર લઇ જાય છે २

त्रीणि॒जाना॒परि॑भूषन्त्यस्यसमु॒द्रए॑कंदि॒व्येक॑मप्सु ।
पूर्वा॒मनु॒प्रदिश॒पार्थि॑वानामृ॒तून्प्रशास॒द्विद॑धावनु॒ष्ठु ॥३॥

प०— त्रीणि॑ । जाना॑ । परि॑ । भूषन्ति॒ । अ॒स्य॒ । स॒मु॒द्रे । एक॑म् । दि॒वि । एक॑म् । अ॒प्ऽसु । पूर्वा॑म् । अनु॑ । प्र । दिश॑म् । पार्थि॑वानाम् । ऋ॒तून् । प्र॒ऽशास॑त् । वि । द॒धौ॒ । अ॒नु॒ष्ठु ३

अ०—આ (અગ્નિ)ના ત્રણ જન્મો, ચોમેર શોભે છે એક (વડવાનળ–સ્વરૂપે) સમુદ્ર વિષે, એક (આદિત્ય–સ્વરૂપે) દ્યુલોક વિષે, એક ( વિદ્યુતાગ્નિ–સ્વરૂપે ) અન્તરિક્ષ વિષે તે ( આદિત્ય સ્વરૂપે હોનાર અગ્નિ ), ઋતુઓને નિયમન કરતો સર્વ પ્રાણિઓની પૂર્વ દિશાને તથા તે પછી અનુક્રમે બીજી દિશાઓને રૂડીરીતે સપાદન કરે છે ३

*क्रइमवो॒निण्यमाचिके॑तव॒त्सो॒मा॒तॄर्जनयतस्व॒धाभि ।
ब॒ह्वी॒नागर्भो॒अपसा॒मुपस्था॑न्म॒हान्क॒विर्निश्च॑रतिस्व॒धावा॑न् ।४॥

* १ गर्भोयोअपांगर्भोवनानांगर्भश्चस्थातांगर्भश्चरथाम् ऋ० सं० १-५-१४ ।

२ अग्नौप्रास्ताहुति सम्यगादित्यमुपतिष्ठतेआदित्याज्जायतेवृष्टिर्वृष्टेरन्नततः प्रजा । स्मृति ।

प०— कः । इमम् । वः । निण्यम् । आ । चिकेत । वत्सः । मातॄः । जनयत । स्वधाभिः । बह्वीनाम् । गर्भः । अपसाम् । उपऽस्थात् । महान् । कविः । निः । चरति । स्वधाऽवान् ॥४॥

अ०—(હે ઋત્વિજો તથા યજમાનો)! આ (જળાદિ વિષે) ગૂઢ રહેલ (અગ્નિને), તમો મધ્યે કોણ જાણે છે? (મેઘસ્થ જળનો વિદ્યુતાગ્નિ-સ્વરૂપે) પુત્ર એવો તે, હવિરન્ન વડે પોતાની માતાને-(માતૃસ્થાનીય વૃષ્ટિજળને)-ઉત્પન્ન કરે છે (મેઘસ્થ) જળનો (વૈદ્યુતાગ્નિસ્વરૂપે) ગર્ભસ્વરૂપ અગ્નિ, સમુદ્રમાંથી (ઔષધાગ્નિ-સ્વરૂપે આદિત્ય સતો) નિર્ગમન કરે છે તે પ્રૌઢ તેજવાળો, અત્યંત વિદ્વાન, તથા હવિરસંપન્ન છે ૪

*आविष्ट्योवर्धतेचारुरासुजिह्मानामूर्ध्वःस्वयशाउपस्थे ।
उभेत्वष्टुर्बिभ्यतुर्जायमानात्प्रतीचीसिंहंप्रतिजोषयेते ॥५॥१॥

प०— आविःऽत्यः । वर्धते । चारुः । आसु । जिह्मानाम् । ऊर्ध्वः । स्वऽयशाः । उपऽस्थे । उभे इति । त्वष्टुः । बिभ्यतुः । जायमानात् । प्रतीची इति । सिंहम् । प्रति । जोषयेते इति ॥५॥१

अ०—આ (મેઘસ્થ જળ) વિષે (વૈદ્યુતસ્વરૂપે) હોનાર અગ્નિ, રૂડો દીપતો પ્રગટ થઈ વૃદ્ધિ પામે છે તિરછા મેઘના ખોળા વિષે, સ્વય-યશસ્વી એવો તે ઉંચે પ્રજ્વલિત થાય છે ઉભય (દ્યાવાપૃથિવી), તે દેદીપ્યમાન મધ્યમ વાયુથી (ત્વષ્ટાથી)-ઉત્પન્ન થતા અગ્નિ થકી ભયભીત થાય છે (તે પછી) તે

---

* अग्नेरूर्ध्वज्वलनवायोस्तिर्यक्पवनमणुमनसोराद्यंकर्मैतान्यदृष्टकारितानि । वैशेषिका ।

મદનશીલ (પરાભવ કરે તેવા) અગ્નિ પ્રત્યે પ્રયાણ કરી, તેનું સેવન કરે છે. ૫

ઇતિ પ્રથમ વર્ગ સમાપ્ત.

उभेभद्रेजोषयेतेनमेनेगावोनवाश्राउपतस्थुरेवैः ।
सदक्षाणांदक्षपतिर्बभूवाञ्जन्तियंदक्षिणतोहविर्भिः ॥६॥

प०— उभे इति । भद्रे इति । जोषयेते इति । न । मेने इति । गावः । न । वाश्राः । उप । तस्थुः । एवैः । सः । दक्षाणाम् दक्षऽपतिः । बभूव । अञ्जन्ति । यम् । दक्षिणतः । हविःऽभिः ॥ ६ ॥

અ०—સુંદર સ્ત્રીઓની પેઠે, ઉભય ( અહોરાત્ર, અથવા દ્યાવાપૃથિવી, અથવા અરણીના કાષ્ઠો ), આ ( અગ્નિ )ને સેવન કરે છે. હંભારવ કરતી ગાયોની પેઠે, તે ઉત્કટભર આ અગ્નિને ભેટે છે. (એથી) જે (અગ્નિ)ને, ( આહ્વનીય અગ્નિની દક્ષિણ બાજુએ ઉભી ઋત્વિજો ) હવિવડે તૃપ્ત કરે છે તે, સર્વ મનનો અધિપતિ થયો. ૬

उद्यंयमीतिसवितेवबाहूउभेसिचौयततेभीमऋञ्जन् ।
उच्छुक्रमत्कमजतेसिमस्मान्नवामातृभ्योवसनाजहाति ॥७॥

प०— उत् । ययमीति । सविताऽइव । बाहू इति । उभे इति । सिचौ । यतते । भीमः । ऋञ्जन् । उत् । शुक्रम् । अत्कम् । अजते । सिमस्मात् । नवा । मातृऽभ्यः । वसना । जहाति ॥ ७ ॥

અ०—સર્વપ્રેરક આદિત્ય, જેમ પોતાના બાહુરૂપી કિરણોને ઉંચા ફેલાવે છે તેમ (આ ઔષધાગ્નિ), પોતાના તેજને છેક ઉંચે

ફેલાવે છે તે પછી (આ) ભયંકર અગ્નિ, દ્યુ તથા પૃથિવી ઉભય લોકને પોતાના તેજવડે શોભાવતો પ્રવૃત્ત થાય છે. (તે પછી) તે, મર્ત્ય પદાર્થોમાંથી દેદીપ્યમાન રસને (કિરણો વડે) ઉચે ગ્રહણ કરે છે. (અને) પોતાની માતાઓ (વૃષ્ટિ-જળ) માથી (મર્ત્ય જગતને) આચ્છાદન કરનારાં નવીન તેજ ઉચે ફેલાવે છે. ૭

त्वेषंरूपकृणुतउत्तरंयत्संपृञ्चानःसदनेगोभिरद्भिः ।
कविर्बुध्नंपरिमर्मृज्यतेधीःसादेवतातासमितिर्बभूव ॥८॥

प०— त्वेषम् । रूपम् । कृणुत । उत्ऽतरम् । यत् । सम्ऽपृञ्चानः । सदने । गोभिः । अत्ऽभिः । कविः । बुध्नम् । परि । मर्मृज्यते । धीः । सा । देवऽताता । समऽइतिः । बभूव ॥८॥

अ०—જ્યારે અંતરિક્ષે વિષે, પ્રયાણ કરનારા (મેઘસ્થ) જળો સાથે તે (વૈદ્યુતસ્વરૂપે) સંલગ્ન થઇ, દેદીપ્યમાન, અધિક પ્રકાશને સંપાદન કરે છે ત્યારે વિદ્વાન, સર્વધારક એવો તે, અંતરિક્ષને (પોતાના તેજવડે) ચોમેર આચ્છાદિત કરે છે જાજ્વલ્યમાન અગ્નિની તે જ્વાળા ફેલાતાં, તેજનો મોટો ઓઘ થાયછે. ૮

उरुतेज्रयःपर्येतिबुध्नंविरोचमानंमहिषस्यधाम ।
विश्वेभिरग्नेस्वयशोभिरिद्धोदब्धेभिःपायुभिःपाह्यस्मान् ॥९॥

प०— उरु । ते । ज्रयः । परि । एति । बुध्नम् । विऽरोचमानम् । महिषस्य । धाम । विश्वेभिः । अग्ने । स्वयशःऽभिः । इद्धः । अदब्धेभिः । पायुऽभिः । पाहि । अस्मान् ॥ ९ ॥

अ०—હે અગ્ને!, શ્રેષ્ઠ એવો તું તેનું રાક્ષસાદિકનું પરાભવ કરનાર, અત્યંત દેદીપ્યમાન, વિસ્તીર્ણ તેજ, છેક અંતરિક્ષને

વ્યાપ્ત કરે છે. પ્રજ્વલિત એવો તૂ, અપ્રતિહત તથા પાલન કરવાને સમર્થ એવાં પોતાના તેજવડે, અમારૂં રક્ષણ કર. ९

यन्न्रन्त्स्रोतं कृणुतेगातुमूर्मिशुक्रैरूर्मिभिरभिनक्षतिक्षाम ।
विश्वासनांनिजठरेषुधत्तेन्तर्नवांसुचरतिप्रसूषु ॥१०॥

प०— धन्वंन् । स्रोतः । कृणुते । गातुम् । ऊर्मिम् । शुक्रैः । ऊर्मिऽभिः । अभि । नक्षति । क्षाम् । विश्वा । सनानि । जठरेषु । धत्ते । अन्तः । नवासु । चरति । प्रऽसूषु ॥१०॥

अ०—તે, અંતરિક્ષ વિષે ચચળ જળસમૂહનો પ્રવાહ ઉત્પન્ન કરે છે. તે, નિર્મળ જળસમૂહ વડે ભૂમિને ચોમેર વ્યાપ્ત કરે છે. તે, જઠર મધ્યે સર્વ અન્નને અવસ્થાપે છે (તદ્ય) વૃષ્ટિ થયા પછી નવીન ઉત્પન્ન ઔષધિઓ મધ્યે, (પાકાર્થ ભૌમાગ્નિ સ્વરૂપે) તે અદર રહે છે. १०

एवानोंअग्नेसमिधांवृधानोरेवत्पांवकश्रवंसेविभांहि ।
तन्नोंमित्रोवरुणोमामहन्तामदिंतिःसिन्धुःपृथिवीउतद्यौः ११॥२

प०— एव । नः । अग्ने । सम्ऽइधा । वृधानः । रेवत् । पावक । श्रवंसे । वि । भाहि । तत् । नः । मित्रः । वरुणः । ममहन्ताम् । अदिंतिः । सिन्धुः । पृथिवी । उत । द्यौः ॥११॥२॥

अ०—હે શોધક અગ્ને!, સમિધ-આદિ-દ્રવ્યવડે એ રીતે વૃદ્ધિંગત સતો તૂં, વિશેષે પ્રકાશમાન હો. અને તૂ, અમને ધનસપન્ન સંપત્તિ અર્પણ કર. મિત્ર, વરૂણ, અદિતિ, સમુદ્ર, પૃથિવી અને દ્યુલોક, અમારી તે સપત્તિનુ રક્ષણ કરો ११

ઇતિ બીજો વર્ગ સમાપ્ત.

## सूक्त ९५.

१ स्वर्थे = स्वरणे शोभनगमनागमने यद्वा शोभनप्रयो जनोपेते = सुंदर गमनागमन वा सुंदर प्रयोजनवाळी
२ धापयेते = रसपान करावे छे धवडावे छे (धेट्पाने)
३ हरि = रसहरणशील
४ विभृत्म – सर्वेषुभूतेषु विहृतजाठररूपेणविभज्यवर्तमानम् = सर्वभूतप्राणि विषे जाठराग्नि–स्वरूपे होनार (हृञ् हरणे)
५ तिग्मानीकम् = तीक्ष्णमुख तीक्ष्ण तेजवाळो
६ जाना = जननानि = जन्म
७ निण्यम् = निर्णीत अन्तर्हित = गूढ
८ आविष्ट्य = आविर्भूत – प्रकाशमान
९ प्रतीची – प्रत्यञ्चन्ती प्रतिगच्छन्ती = प्रत्ये प्रयाण करी
१० सिंहम् = सहनशील अभिभवनशील = पराभव करे तेवा
११ मेने = स्त्री
१२ अञ्जन्ति = आर्द्रीकुर्वन्ति = तृप्त रे छे
१३ वाश्रा = हंभारव करनार ( वाश्रृशब्दे )
१४ पत्रै = स्वकीयैश्वरिश्रैं = अत्यंत आदरपूर्वक
१५ उद्यमीति = उद्गमयति = ऊंचे फेलावे छे (यमउपरमे)
१६ मित्रौ = द्यावापृथिवी ( विचिरक्षरणे )
१७ अत्क = सारभूत रसने ( अतसातत्यगमने )
१८ विमस्मात् = सर्वस्मात्भूतजातात् = सर्व पदार्थमाथी
१९ सहाति = उद्गमयति = ऊंचे फेलावे छे
२० उदजते = ऊर्ध्वमादत्ते = ऊंचे लइ जाय छे
२१ ऋञ्जन् = प्रसाधयन् = स्वतेजवडे शोभावता
२२ उत्तर = अधिक उत्कृष्ट

२३ बुध्नम् = सर्व उदकनुं मूळभूत अन्तरिक्ष.
२४ समिति = संहतिः = ओघ.
२५ अयः = अभिभावुकः = पराभव करनार. (जिभिभवे).
२६ महिषस्य = श्रेष्ठने.
२७ पायुभिः = पालनशक्त.
२८ धन्वन् = नर्म मध्ये.
२९ गातुम = गमनशील. ( गाङ्गतौ ).
३० सनानि = अन्न
३१ प्रसूषु = सर्वेषामन्नानांप्रसवित्रीष्वोषधीषु = सर्व अन्नने उपजावनार ओषधि मध्ये.
३२ अभिनक्षति = चोमेर व्याप्त करे छे.

---

## सूक्त ९६.

ऋषिः—आंगिरस कुत्स, देवता.—द्रविणोदा अग्नि, अथवा, अग्निः छन्दः—त्रिष्टुभ्.

*सप्रत्नथासहसाजायमानःसद्यःकाव्यानिबळधत्तविश्वा।
आपश्चमित्रंधिषणाचसाधन्देवाअग्निंधारयन्द्रविणोदाम् ॥१॥

प०— सः । प्रत्नऽथा । सहसा । जायमानः । सद्यः । काव्यानि । बट् । अधत्त । विश्वा । आपः । च । मित्रम् । धिषणा । च । साधन् । देवाः । अग्निम् । धारयन् । द्रविणःऽदाम्॥१॥

---

* सप्रत्नथेत्याग्निमारुतमिति । सप्रत्नथासहसाजायमानइतिजातमेदस्यसमानोदर्कम । पे० ब्रा० ५-१५ ।

અ૦—મથતાં ઉત્પન્ન થનાર એવો તે અગ્નિ, જન્મતાં વેંતજ ખરેખર પ્રૌઢની પેઠે, સર્વ પ્રગલ્ભ કર્મો ધારણ કરવા લાગ્યો. આપોદેવી અને ધિષણા–માધ્યમિકા વાણી–, ( આ વૈદ્યુતાગ્નિની ) સાથે સખાપણું કરે છે. દ્રવ્યના દેનાર અગ્નિને ઋત્વિજો, ( ગાર્હપત્યાદિસ્વરૂપે ) ધારણ કરે છે. યદ્વા દેવો, આ અગ્નિને હવિરૂપી ધનનો દેનાર કરી, ( દૂત કર્મ વિષે ) ધારણ કરે છે. ૧

सपूर्वयानिविदांकव्यतायोरिमाःप्रजाअंजनयन्मनूनाम् ।
विवस्वंतांचक्षसाद्यामपश्चदेवाअग्निंधारयन्द्रविणोदाम् ॥२॥

प०— सः । पूर्वया । निऽविदा । कव्यता । आयोः । इमाः । प्रऽजाः । अजनयत् । मनूनाम् । विवस्वता । चक्षसा । द्याम् । अपः । च । देवाः । अग्निम् । धारयन् । द्रविणःऽदाम् ॥२॥

અ૦—("अग्निर्देवेद्ध" ઇત્યાદિક ) મનુના નિવિત્સ્તોત્રવડે ગુણસ્તુતિ થતાં તે ( અગ્નિ )એ, આ માનવી પ્રજાને ઉત્પન્ન કરી. તે પોતાના વ્યાપક તેજવડે, દ્યુલોક તથા અંતરિક્ષને ( વ્યાપ્ત કરે છે ) ઋત્વિજો, આ દ્રવ્ય દેનાર અગ્નિને ધારણ કરેછે. ૨

*तमीळतप्रथमंयज्ञसाधंविशआरीराहुतमृंजसानम् ।
ऊर्जःपुत्रंभरतंसृप्रदानुंदेवाअग्निंधारयन्द्रविणोदाम् ॥ ३ ॥

प०— तम् । ईळत । प्रथमम् । यज्ञऽसाधम् । विशः । आरीः ।

---

* ૧ અન્નવડે જઠરાગ્નિ વૃદ્ધિંગત થાય છે તેથી અગ્નિને અન્નપુત્ર કહે છે

२ स्वदेहधापयमाणोभूत्वाप्रजाबिभर्तितस्मादेषभरतः॥ श्रुति ॥

आऽहुतम् । ऋञ्जसानम् । ऊर्जः । पुत्रम् । भरतम् ।
सृप्रदानुम् । देवाः । अग्निम् । धारयन् । द्रविणःऽदाम् ॥ ३

अ०—હે મનુષ્યો!, અગ્નિસ્વામી પ્રત્યે જનારા એવા તમે, તેની સ્તુતિ કરો તે, સર્વ દેવો મધ્યે મુખ્ય, યજ્ઞ-સંપાદન-કરનાર, હવિતૃપ્ત, સ્તોત્રપ્રસાધ્ય, અન્નપુત્ર, હવિને ધારણ કરનાર, યદ્વા પ્રાણ-સ્વરૂપે સર્વ પ્રજાનું પોષણ કરનાર, અવિચ્છિન્ન ધન દેનાર છે. ઋત્વિજો, આ દ્રવ્ય દેનાર અગ્નિને ધારણ કરે છે ૩

समातरिश्वापुरुवारपुष्टिर्विदद्गातुंतनयायस्वर्वित् ।
विशांगोपाजनितारोदस्योर्देवाअग्निंधारयन्द्रविणोदाम् ॥ ४ ॥

प०— सः । मातरिश्वा । पुरुवारऽपुष्टिः । विदत् । गातुम् । तनयाय । स्वःऽवित् । विशाम् । गोपाः । जनिता । रोदस्योः । देवाः । अग्निम् । धारयन् । द्रविणःऽदाम् ॥ ४ ॥

अ०—અનેક મનુષ્યો વડે સંપત્તિની કામના કરાતો, સ્વર્ગ-પ્રાપ્ત-કરાવનાર, સર્વ પ્રાણિઓનો રક્ષણહાર, દ્યાવાપૃથિવીનો ઉત્પાદક એવો તે અગ્નિ, અમારા પુત્રને અનુષ્ઠાન માર્ગ પ્રાપ્ત કરાવો. ઋત્વિજો, દ્રવ્ય દેનાર અગ્નિને ધારણ કરે છે ૪

नक्तोषासावर्णमामेम्यानेधापयेतेशिशुमेकंसमीची ।
द्यावाक्षामारुक्मोअन्तर्विभातिदेवाअग्निंधारयन्द्रविणोदाम् ॥५॥३

प०— नक्तोषसा । वर्णम् । आमेम्यानेइत्याऽमेम्याने । धापयेते इति । शिशुम् । एकम् । समीचीइतिसम्ऽईची । द्यावाक्षामा ।

रुक्म । अन्तः । वि । भाति । देवाः । अग्निम् । धारयन् । द्रविणःऽदाम् ॥ ५ ॥ ३ ॥

अ०—રાત્રિ તથા ઉષા, પોતપોતાના રૂપને પરસ્પર પુનઃપુનઃ બદલી એકત્ર થઇ, એક બાળકને ( ઉષાના પુત્ર અગ્નિને હવિરસનું ) પાન કરાવે છે. તેજસ્વી એવો તે અગ્નિ, દ્યાવાપૃથિવી મધ્યે અત્યંત પ્રકાશી છે. ઋત્વિજો, તે દ્રવ્ય દેનાર અગ્નિને ધારણ કરે છે. ५

ઇતિ ત્રીજો વર્ગ સમાપ્ત

रायोबुध्नःसंगमनोवसूनांयज्ञस्यकेतुर्मन्मसाधनोवेः ।
अमृतत्वंरक्षमाणासएनंदेवाअग्निंधारयन्द्रविणोदाम् ॥ ६ ॥

प०— रायः । बुध्नः । सम्ऽगमनः । वसूनाम् । यज्ञस्य । केतुः । मन्मऽसाधनः । वेरितिवेः । अमृतऽत्वम् । रक्षमाणासः । एनम् । देवाः । अग्निम् । धारयन् । द्रविणःऽदाम् ॥ ६ ॥

अ०—જે અગ્નિ, સંપત્તિનું મૂળ, સંપત્તિનો સંગમ કરાવનાર, ( અર્થાત્ સ્તોઓને પ્રાપ્ત કરાવનાર ), યજ્ઞનો જ્ઞાપયિતા (ધ્વજ), આત્મેચ્છુ (ઉપાસક)ને ઇષ્ટ વસ્તુનો સિદ્ધ કરાવનાર છે. અમરપણાનું પાલન કરનાર દેવો, આ ધન દેનાર અગ્નિને ધારણ કરે છે. ६

नूचपुराचसदनंरयीणांजातस्यचजायमानस्यचक्षाम् ।
सतश्चगोपांभवतश्चभूरेर्देवाअग्निंधारयन्द्रविणोदाम् ॥ ७ ॥

प०— नु । च । पुरा । च । सदनम् । रयीणाम् । जातस्य । च ।

जायमानस्य । नु । क्षामें । सूत । च । गोगम् । भवंत । नु । मूरें । देवा । अग्निम् । धारयन् । द्रविण दाम् ॥७॥

अ०—દાન તથા પૂર્વે સર્વ સંપત્તિના આવાસસ્થાનરૂપ, ઉત્પન્ન તથા ઉત્પન્ન થનાર પદાર્થના આધારરૂપ, સર્વત્રવિદ્યમાન-નિત્ય-( આકાશાદિના ) તથા હવે પછી હોનાર અસંખ્યાત પદાર્થોના રક્ષણહાર એવા દ્રવ્ય દેનાર અગ્નિને, ઋત્વિજો, અથવા દેવો ધારણ કરે છે. ७

द्रविणोदाद्रविंणसस्तुरस्यंद्रविणोदाःसनरंस्यप्रयंसत ।
द्रविणोदावीरवंतीमिषंनोद्रविणोदारांसतेदीर्घमायुः ॥ ८ ॥

प०— द्रविण दा । द्रविंणम । तुरंस्यं । द्रविण दा । सनंरस्य । प्र । यंसेत् । द्र वण दा । वीरवंतीम् । इषंम् । नः । द्रविण-दाः । रासते । दीर्घम् । आयुः ॥ ८ ॥

अ०—દ્રવિણોદા ( ધનપ્રદ ) અગ્નિ, અમને જંગમ સંપત્તિ, વા ગજ અર્પણ કરો. દ્રવિણોદા, અમને સ્થાવર સંપત્તિ અર્પણ કરો. તે દ્રવિણોદા અમને પુત્રાદિ-સંપન્ન અન્ન અર્પણ કરો. દ્રવિણોદા, અમને દીર્ઘ આયુષ્ય અર્પણ કરો. ८

एवानोंअग्नेसमिधावृधानोरेवत्पावकश्रवंसेविभाहि ।
तन्नोंमित्रोवरुंणोमामहन्तामदिंतिःसिन्धुःपृथिवीउतद्यौः ॥९॥४॥

प०— एव । नः । अग्ने । समिधा । वृधान । रेवत् । पावक । श्रवंसे । वि । भाहि । तत् । नः । मित्र । वरुंण । ममहन्ताम । अदिंति । सिन्धुं । पृथिवी । उत । द्यौ ॥९॥४

अ०—હે શોધક અગ્ને!, સમિધ્-આદિ-દ્રવ્યવડે એ રીતે વૃદ્ધિંગત સતો તું, વિશેષે પ્રકાશમાન હો અને તું, અમને ધનસંપન્ન સંપત્તિ અર્પણ કર. **મિત્ર, વરૂણ, અદિતિ, સમુદ્ર,** અને **પૃથિવી,** અમારી તે સંપત્તિનું રક્ષણ કરો ૯

ઇતિ ચોથો વર્ગ સમાપ્ત.

## सूक्त ९६.

१ प्रत्नथा = प्रत्नइवचिरन्तनइव = પ્રૌઢની પેઠે.
२ काव्यानि = क्रांतदर्शिनः प्रगल्भस्यकर्माणि=પ્રગલ્ભ કર્મો.
३ सद् = ખરેખર.
४ काव्यता = स्तुतिं कुर्वता = સ્તુતિ કરતા (कुशब्दे)
५ आयो = मनोः = માનવી (इणगतौ)
६ चक्षसा = તેજવડે.
७ विश. = મનુષ્યો.
८ आरीः = अग्निस्वामिनंगच्छन्त्यः = અગ્નિસ્વામી પ્રત્યે જનાર. (ऋगतौ).
९ ऋञ्जसानम् = स्तोत्रैः प्रसाध्यमानं = સ્તોત્રપ્રસાધ્ય. (ऋञ्जतिः प्रसाधनकर्मा)
१० सृप्रदानुम् = सर्पणशील दानयुक्त = અવિચ્છિન્ન દાન દેનાર. (सृप्लृगतौ)
११ भरतम् = भर्तारम् = હવિભર્તા, વા, પ્રાણસ્વરૂપે સર્વ પ્રજાનું પોષણ કરનાર (भृञ्भरणे)
१२ गातुम् = અનુષ્ઠાનમાર્ગ.
१३ पुरुवारपुष्टिं = पुरुभिर्बहुभिर्वारावरणीयापुष्टिर्यस्य = અનેક મનુષ્યો વડે સંપત્તિની કામના કરાતો.

१४ सामेम्याने = परस्परंपुन पुनःहिंसन्त्यौ = પરસ્પરં પુનઃ પુનઃ બદલનાર. ( मोक्षहिंसायां ).
१५ समीची = संगतेसश्लिष्टे = એકત્ર થએ.
१६ मन्मसाधन = मननीयस्याभिलषितस्य साधयिता = ધાર્ય વસ્તુનો સિદ્ધ કરાવનાર.
१७ वे = आत्मानमभिगच्छतः पुरुषस्य = આત્મેચ્છુ = ઉપાસક. ( वीगत्यादिषु ).
१८ नु = હાલ.
१९ क्षमाम् = निवासयितारम् = આધારસ્થાન. (क्षिनिवासे).
२० तुरस्य = त्वरमाणस्यचलत. = જગમનો. (तुरत्वरणे)
२१ सनरस्य = सननीयस्य सभजनीयस्य स्थावररूपस्य धनस्य = સ્થાવર સંપત્તિનો ( षणसंभक्तौ )
२२ प्रयंसत् = प्रयच्छतु = અર્પણ કરો. ( यमउपरमे )
२३ रासते = प्रयच्छतु = અર્પણ કરો ( रादाने ).

---

## सूक्त ९७.

ઋષિ--આંગિરસ કુત્સ, દેવતા-શુચિ અગ્નિ, અથવા અગ્નિ, છન્દઃ-ગાયત્રી.

अप॑नः॒ शोशु॑चद॒घमग्ने॑ शुशु॒ग्ध्या र॒यिम् ।
अप॑नः॒ शोशु॑चद॒घम् ॥ १ ॥

પ૦— अप॑ । नः॒ । शोशु॑चत् । अ॒घम् । अग्ने॑ । शुशु॒ग्धि । आ । र॒यिम् । अप॑ । नः॒ । शोशु॑चत् । अ॒घम् ॥ १ ॥

अ०—हे अग्ने !, अमारु पाप अमारा पासेथी खसी अमारा शत्रुने शोक उत्पन्न करो अथवा, अमारु पाप विनाश पामो अमने, तू संपत्ति चोमेर प्रकाशित कर. अमारु पाप, निश्चे विनाश पामो १

सुक्षेत्रिया सुगातुया वसूया च यजामहे ।
अप नः शोशुचदघम् ॥ २ ॥

प०— सुक्षेत्रिया । सुगातुया । वसूया । च । यजामहे । अप । नः । शोशुचत् । अघम् ॥ २ ॥

अ०—रुडा क्षेत्रनी, (अथवा रुडा प्रदेशना हविवडे) रुडा मार्गनी, तथा धननी इच्छाने लइ, (अमे अग्निनु) पूजन करीए छीए अमारु पाप विनाश पामो

प्र यद्भन्दिष्ठ एषां प्रास्माकासश्च सूरयः ।
अप नः शोशुचदघम् ॥ ३ ॥

प०— प्र । यत् । भन्दिष्ठः । एषाम् । प्र । अस्माकासः । च । सूरयः । अप । नः । शोशुचत् । अघम् ॥ ३ ॥

अ०—जेम आ (स्तोताओ) मध्ये (आ कुत्स), अत्यंत उत्कृष्ट छे तेम, अमारा स्तोताओ अत्यंत उत्कृष्ट होय छे अमारु पाप विनाश पामो. ३

प्र यत्ते अग्ने सूरयो जायेमहि प्र ते वयम् ।
अप नः शोशुचदघम् ॥ ४ ॥

प०— प्र । यत् । ते । अग्ने । सूरयः । जायेमहि । प्र । ते । वयम् । अप । नः । शोशुचत् । अघम् ॥ ४ ॥

अ०—હે અગ્ને !, ત્હારા સ્તોતાઓ (સ્તુતિ કરનારાઓ), પુત્રપૌત્રાદિ રૂપે વિસ્તારને પામે છે તેથી ત્હારા સ્તોતા એવા અમે પુત્ર-પૌત્રાદિ-સંપન્ન થઇએ. અમારૂં પાપ વિનાશ પામો. ૪

प्रयदग्नेःसहस्वतोविश्वतोयन्तिभानवः ।
अपनःशोशुचदघम् ॥ ५ ॥

प०— प्र । यत् । अग्नेः । सहस्वतः । विश्वतः । यन्ति । भानवः । अप । नः । शोशुचत् । अघम् ॥ ५ ॥

अ०—જે અર્થે, બલસંપન્ન અગ્નિની પ્રભા ચોમેર ઉંચે ઉડે છે તેથી તે અગ્નિના (તેજવડે), અમારૂં પાપ વિનાશ પામો. ૫

त्वंहिविश्वतोमुखविश्वतःपरिभूरसि ।
अपनःशोशुचदघम् ॥ ६ ॥

प०— त्वम् । हि । विश्वतःऽमुख । विश्वतः । परिऽभूः । असि । अप । नः । शोशुचत् । अघम् ॥ ६ ॥

अ०—હે સર્વતોમુખ ( અગ્ને ! ), તૂ સર્વ (ઉપદ્રવ)થી અમારો રક્ષણહાર હો. અમારૂં પાપ વિનાશ પામો. ૬

द्विषोनोविश्वतोमुखातिनावेवपारय ।
अपनःशोशुचदघम् ॥ ७ ॥

प०—द्विषः । नः । विश्वतःऽमुख । अति । नावाऽइव । पारय । अप । नः । शोशुचत् । अघम् ॥ ७ ॥

अ०—હે સર્વતોમુખ ( અગ્ને )!, નાવની પેઠે તૂં, અમને અમારા શત્રુઓની પાર ઉતાર. અમારૂં પાપ વિનાશ પામો. ૭

सनः॑सिन्धु॑मिवनावयाति॑पर्षा॑स्वस्तये॑ ।
अप॑नःशोशु॑चदघम् ॥ ८ ॥ ५ ॥

प०— स । नः । सिन्धुंमद्इव । नावया । अति । पर्ष॑ । स्वस्तये॑ ।
अप॑ । नः । शोशु॑चत । अघम् ॥ ८ ॥६॥

अ०—તે તું, નાવવડે નદીની પાર જવાય તેમ ક્ષેમાર્થ, શત્રુની પાર લઇ જઇ અમારૂં પાલન કર. અમારૂં પાપ વિનાશ પામો. ૮

ઇતિ પાંચમો વર્ગ સમાપ્ત

## सूक्त ९७.

१ शोशुचत् = शोचयतु शोकग्रस्तसन विनश्यतु = શોક ઉત્પન્ન કરો, વિનાશ પામો. ( शुचशोके ).
२ शुशुग्धि = પ્રકાશિત કર. ( शुभदीप्तौ ).
३ सुक्षेत्रिया = રૂડું ક્ષેત્ર મળવાની ઇચ્છાને લઇ.
४ सुगातुया = રૂડો માર્ગ મળવાની ઇચ્છાને લઇ
५ वसूया = ધન મળવાની ઇચ્છાને લઇ.
६ मन्दिष्ठ = प्रकर्षेणस्तोतृतम = અત્યંત પ્રકૃષ્ટ સ્તોતા ( मन्दति स्तुति कर्मा )
७ सूरयः = સ્તોતાઓ.
८ अस्माकासः = आस्माकीनाः = અમારા
९ परिभू = પરિગ્રહીતા, રક્ષણહાર
१० पर्ष = પાલન કર. ( पृपालने ).

# सूक्त ९८.

ऋषिः–आंगिरस कुत्स, देवता–वैश्वानरअग्नि, छन्दः–त्रिष्टुप

*वैश्वानरस्यसुमतौस्यामराजाहिकंभुवनानामभिश्रीः ।
इतोजातोविश्वमिदंविचष्टेवैश्वानरोयततेसूर्येण ॥१॥

प०– वैश्वानरस्य । सुऽमतौ । स्याम । राजा । हि । कम् । भुवनानाम् । अभिऽश्रीः । इतः । जातः । विश्वम् । इदम् । वि । चष्टे । वैश्वानरः । यतते । सूर्येण ॥ १ ॥

अ०—अमे, वैश्वानर अग्निना रूडा अनुग्रहना आश्रित थईओ ते निश्चे, सर्व भूतप्राणिओनो अभिमुखे सेवन करवायोग्य अधिपति छे ते आ (अरणि)माथी जन्मतां वेंत ज आ सर्व जगतनुं विशेष अवलोकन करे छे ते, (उदय पामनार) सूर्य साथे भळी जाय छे १

पृष्टोदिविपृष्टोअग्निःपृथिव्यांपृष्टोविश्वाओषधीराविवेश ।
वैश्वानरःसहसापृष्टोअग्निःसनोदिवासरिषःपातुनक्तम् ॥२॥

प०– पृष्टः । दिवि । पृष्टः । अग्निः । पृथिव्याम् । पृष्टः । विश्वाः । ओषधीः । आ । विवेश । वैश्वानरः । सहसा । पृष्टः । अग्निः । सः । नः । दिवा । सः । रिषः । पातु । नक्तम् ॥ २ ॥

अ०—आ वैश्वानर अग्नि, द्युलोकविषे (आदित्य–स्वरूपे) व्याप्त वा स्थापित छे ते, भूमि विषे (गार्हपत्यादि–स्वरूपे) व्याप्त

* उद्यन्तंवावादित्यमग्निरनुसमारोहति । तै० ब्रा० २-१-२ ।

છે. તે, સર્વ ઓષધિઓ વિષે વ્યાપ્ત છે. તે, (પાર્થિવાગ્નિ-સ્વરૂપે પાકાર્થ, સર્વ ઓષધિઓની અંદર) પ્રવેશ કરે છે. તે બળવ્યાપ્ત અગ્નિ, દિવસ તથા રાત્રિએ શત્રુ તથા રાક્ષસોથી અમારૂં પાલન કરો. ૨

वैश्वानर तव तत्सत्यमस्त्वस्मान्रायो मघवानः सचन्ताम् ।
तन्नो मित्रो वरुणो मामहन्तामदितिः सिन्धुः पृथिवी उत द्यौः ॥३॥६

प०— वैश्वानर । तव । तत् । सत्यम् । अस्तु । अस्मान् । रायः । मघवानः । सचन्ताम् । तत् । नः । मित्रः । वरुणः । मामहन्ताम् । अदितिः । सिन्धुः । पृथिवी । उत । द्यौः ॥३॥६॥

अ०—હે વૈશ્વાનર !, અમે ત્હારૂં જે કર્મ કરીએ તે સત્યસિદ્ધ હો. અમને, ધનવંત તથા ધનવત્ અત્યંત પ્રિય પુત્રો પ્રાપ્ત હો. મિત્ર, વરૂણ, અદિતિ, સમુદ્ર, પૃથિવી, અને દ્યુલોક, અમારી તે (પ્રાર્થનાને) સિદ્ધ કરો. ૩

ઇતિ છઠ્ઠો વર્ગ સમાપ્ત.

## सूक्त ९८.

१ वैश्वानरस्य = विश्वेषांनराणांलोकान्तरनेतृत्वेन स्वामित्वेनवा संबंधिनः = સર્વ મનુષ્યોને લોકાંતર લઇ જનાર, વા અધિપતિનો.

२ घम् = हि = નિશ્ચે.

३ यतते = संयतते संगच्छते = ભળી જાય છે.

४ पृष्टः = संस्पृष्टः यद्वा निषिक्तोनिहितः = સસ્પૃષ્ટ. અથવા, સ્થાપિત. (स्पृशसंस्पर्शने).

## सूक्त ९९.

ઋષિઃ-મરીચિપુત્ર કશ્યપઃ દેવતા-જાતવેદ અગ્નિ, કિંવા અગ્નિઃ
છન્દ-ત્રિષ્ટુપ્.

जातवेदसे सुनवाम सोममरातीयतो नि दहाति वेदः ।
स नः पर्षदति दुर्गाणि विश्वा नावेव सिन्धुं दुरितात्यग्निः ॥१॥७॥

प०— जातऽवेदसे । सुनवाम । सोमम् । अरातिऽयतः । नि । दहाति । वेदः । सः । नः । पर्षत् । अति । दुःऽगानि । विश्वा । नावाऽइव । सिन्धुम् । दुःऽइता । अति । अग्निः ॥ १ ॥ ७ ॥

અ૦—જાતવેદ અગ્નિ અર્થે, આપણે સોમરસ કાઢીએ. તે, અમારી શત્રુતા કરનારના ધનને બાળો. નાવ વડે નદી તરાય તેમ તે અમને, સર્વ દુર્ગમ્ય દુઃખો તથા પાપની પાર ઉતારો.

ઇતિ સાતમો વર્ગ સમાપ્ત.

### सूक्त ९९.

१ अरातियतः = अरातिं शत्रुमिवमाचरतः = શત્રુતા કરનાર.

२ जातवेदसे = જાતવેદ અગ્નિના અર્થે. ( जातानि वेद जातानि वैनं विदुर्जाते जाते विद्यत इति वा जातवित्तो वा जातधनो जातविद्यो वा जातप्रज्ञानो यत्तज्जातः पशूनविन्दतेति तज्जातवेदसो जातवेदस्त्वम् । नि. ७-१९ ।).

## सूक्त १००.

ઋષિ:-વૃષાગિર મહારાજના પાચ પુત્ર ઋજ્રાશ્વ, અંબરીષ, સહદેવ, ભયમાન અને સુરાધા. દેવતા: ઇન્દ્ર, છન્દ૦-ત્રિષ્ટુભ્

सयोवृषावृष्ण्येभिःसमोकामहोदिवःपृथिव्याश्चसम्राट् ।
सतीनसत्वाहव्योभरेषुमरुत्वान्नोभवत्विन्द्रऊती ॥१॥

प०— सः । यः । वृषा । वृष्ण्येभिः । सम्ऽओकाः । महः । दिवः । पृथिव्याः । च । सम्ऽराट् । सतीनऽसत्वा । हव्यः । भरेषु । मरुत्वान् । नः । भवतु । इन्द्रः । ऊती ॥ १ ॥

અ૦—જે કામનાનો વરસાવનાર છે, જે સામર્થ્યવડે સંયુક્ત છે, જે દ્યુલોક અને ભૂમિનો સમ્રાટ છે, જે ઉદક પ્રાપ્ત કરાવનાર છે, જે સંગ્રામો વિષે આહ્વાન કરવા યોગ્ય છે, એવો તે મરુદ્યુક્ત ઇન્દ્ર, અમારો રક્ષણકાર હો. ૧

यस्यानाप्तःसूर्यस्येवयामोभरेभरेवृत्रहाशुष्मोअस्ति ।
वृषन्तमःसखिभिःस्वेभिरेवैर्मरुत्वान्नोभवत्विन्द्रऊती ॥२॥

प०— यस्य । अनाप्तः । सूर्यस्यऽइव । यामः । भरेऽभरे । वृत्रऽहा । शुष्मः । अस्ति । वृषन्ऽतमः । सखिऽभिः । स्वेभिः । एवैः । मरुत्वान् । नः । भवतु । इन्द्रः । ऊती ॥ २ ॥

અ૦—જેની ગતિ સૂર્યની પેઠે (બીજાઓને) અલભ્ય છે, જે પ્રત્યેક સંગ્રામવિષે શત્રુઓનો હણનાર છે, જે (સર્વ અસુરોનુ) શોષણ કરનાર છે, જે પોતાના વેગવાળા મિત્રોના

યોગે કામનાનો અત્યંત વરસાવનાર છે, એવો તે મરૂદ્યુક્ત ઇન્દ્ર, અમારો રક્ષણહાર હો. ૨

दिवोनयस्यरेतसोदुघानाःपन्थासोयन्तिशवसापरीताः ।
तरद्द्वेषाःसासहिःपौंस्येभिर्मरुत्वान्नोभवत्विन्द्रऊती ॥३॥

प०— दिवः । न । यस्यं । रेतसः । दुघानाः । पन्थासः । यन्ति । शवसा । अपरिऽइताः । तरत्ऽद्वेषाः । ससहिः । पौंस्येभिः । मरुत्वान् । नः । भवतु । इन्द्रः । ऊती ॥ ३ ॥

અ०—સૂર્યની પેઠે, જેનાં બળસંપન્ન, દુષ્પ્રાપ્ય કિરણો જળ વરસાવતાં નિર્ગમન કરે છે તે શત્રુઓનો તરનાર, બળ વડે (શત્રુનો) અભિભવ કરનાર મરૂદ્યુક્ત ઇન્દ્ર, અમારો રક્ષણહાર હો. ૩

सोअंगिरोभिरंगिरस्तमोभूद्वृषावृषभिःसखिभिःसखासन् ।
ऋग्मिभिर्ऋग्मीगातुभिर्ज्येष्ठोमरुत्वान्नोभवत्विन्द्रऊती ॥४॥

प०— सः । अंगिरःऽभिः । अंगिरःऽतमः । भूत् । वृषा । वृषऽभिः । सखिऽभिः । सखा । सन् । ऋग्मिऽभिः । ऋग्मी । गातुऽभिः । ज्येष्ठः । मरुत्वान् । नः । भवतु । इन्द्रः । ऊती ॥ ४ ॥

અ०—ગન્તાઓ મધ્યે શ્રેષ્ઠ, વરસાવનારા મધ્યે શ્રેષ્ઠ, મિત્રો મધ્યે શ્રેષ્ઠ, પૂજ્યો મધ્યે શ્રેષ્ઠ, સ્તુત્ય મધ્યે શ્રેષ્ઠ એવો તે મરૂદ્યુક્ત ઇન્દ્ર, અમારો સંરક્ષણહાર હો. ૪

ससूनुभिर्नरुद्रेभिर्ऋभ्वानृषाह्येसासह्वाँअमित्रान् ।
सनीळेभिःश्रवस्यानिनूर्वन्मरुत्वान्नोभवत्विन्द्रऊती ॥५॥८॥

प०— सः । सुदृऽभिः । न । रुद्रेभिः । ऋभ्वः । नृऽसह्यै । सुसऽह्वान् । अमित्रान् । सदनेऽभिः । श्रवस्यानि । तूर्वन् । मरुत्वान् । नः । भवतु । इन्द्रः । ऊती ॥ ५ ॥ ८ ॥

अ०—पुन जेवा रुद्रपुत्र (मरुतो) वडे सुन्न महान एवो ते, संग्राम विषे शत्रुओनो पराभव करनार के एम्ज रहेनार मरुतोनी सहाय्यवडे, उदकने (मेघमांथी) ल्हार भरी मरुत्युक्त इन्द्र, अमारो रक्षणहार हो. ५

इति आठमो वर्ग समाप्त.

समन्युपीःसमदनस्यकर्तास्माकेभिर्नृभिःसूर्यंसनत् ।
अस्मिन्नहन्त्सत्पतिःपुरुहूतोमरुत्वान्नोभवत्विन्द्रऊती ॥६॥

प०— सः । मन्युऽमीः । सऽमदनस्य । कर्ता । अस्माकेभिः । नृऽभिः । सूर्यम् । सनत् । अस्मिन् । अहन् । सत्ऽपतिः । पुरुऽहूतः । मरुत्वान् । नः । भवतु । इन्द्रः । ऊती ॥६॥

अ०—ते कोपनो निर्माना यथा, अभिमान करनार शत्रुनो वध करनार, संग्रामनो करनार, सत्पुरुषोनो पालणहार, बहुस्तुत इन्द्र, अमारा मनुष्योने सूर्यप्रकाश प्राप्त करावो. मरुत्युक्त इन्द्र, अमारो रक्षणहार हो. ६

तमूतयोरणयञ्छूरसातौतंक्षेमस्यक्षितयःकृण्वतत्राम् ।
सविश्वस्यकरुणस्येशएकोमरुत्वान्नोभवत्विन्द्रऊती ॥७॥

प०— तम् । ऊतयः । रणयन् । शूरऽसातौ । तम् । क्षेमस्य । क्षितयः । कृण्वत । त्राम् । सः । विश्वस्य । करुणस्य । ईशः । एकः । मरुत्वान् । नः । भवतु । इन्द्रः । ऊती ॥ ७ ॥

અ૦—તે (ઇન્દ્ર)ને વેગવાળા મરૂતો, સંગ્રામ વિષે પ્રસન્ન કરે છે. વળી, ("प्रहरोमगवोजहि वीरयस्व") એવી ગર્જના કરે છે. મનુષ્યો, તેને સંપત્તિનો સંરક્ષક કહે છે. તે એકલો જ, સર્વ ૪૯ કર્મનો સ્વામી છે. મરૂયુક્ત ઇન્દ્ર, અમારો રક્ષણ-હાર હો. ૭

तमप्सन्तशवसउत्सवेषुनरोनरमवसेतंधनाय ।
सोअन्धेचित्तमसिज्योतिर्विदन्मरुत्वांन्नोभवत्विन्द्रऊती ॥८॥

प०— तम् । अप्सन्त । शवसः । उतऽसवेषु । नरम् । अवसे ।
तम् । धनाय । सः । अन्धे । चित् । तमसि । ज्योतिः ।
विदत् । मरुत्वान् । नः । भवतु । इन्द्रः । ऊती ॥८॥

અ૦—બળપ્રસંગી યુદ્ધ વિષે સ્તોતાઓ, જયનેતા એવા તે (ઇન્દ્ર)ને, અન્નાર્થ વા રક્ષણાર્થ તથા ધનાર્થ પ્રાપ્ત થાયછે. (તેથી) તે નિબિડ, ચિત્તવ્યામોહક સંગ્રામ વિષે પણ (વિજયરૂપી) પ્રકાશ પ્રાપ્ત કરાવે છે. મરૂયુક્ત (મરૂતો સહિત) ઇન્દ્ર, અમારો રક્ષણહાર હો. ૮

ससव्येनयमतिव्राधतश्चित्सदक्षिणेसंगृभीताकृतानि ।
सकीरिणाचित्सनिताधनानिमरुत्वांन्नोभवत्विन्द्रऊती ॥९॥

प०— सः । सव्येन । यमति । व्राधतः । चित् । सः । दक्षिणे ।
सम्ऽगृभीता । कृतानि । सः । कीरिणा । चित् । सनिता ।
धनानि । मरुत्वान् । नः । भवतु । इन्द्रः । ऊती । ९ ॥

અ૦—તે (ઇન્દ્ર), ડાબા હાથે મોટા (શત્રુને)ને પણ નિયમિત કરે છે. તે જમણા હાથે, (યજમાનોએ) સંપાદન કરેલાં હવિ રૂડીરીતે ગ્રહણ કરે છે. સ્તોતાવડે (સ્તુતિ થતાં), તે (સ્તો-

તાઓને) ધન દેનારો થાય છે. મરૂયુક્ત ઇન્દ્ર, અમારો રક્ષણહાર હો. ૯

सग्रामेभिः सनिता स रथेभिर्विदे विश्वाभिः कृष्टिभिर्न्वद्य ।
स पौंस्येभिरभिभूरशस्तीर्मरुत्वान्नो भवत्विन्द्र ऊती ॥१०॥९॥

प० — सः । ग्रामेभिः । सनिता । सः । रथेभिः । विदे । विश्वाभिः । कृष्टिऽभिः । नु । अद्य । सः । पौंस्येभिः । अभिऽभूः । अशस्तीः । मरुत्वान् । नः । भवतु । इन्द्रः । ऊती ॥१०॥

અ० —તે, મરૂદ્ગણની સહાયવડે ફલપ્રદ થાય છે. તે, આજે સર્વ મનુષ્યોને રથવડે જલ્દી ઓળખાય છે. તે પોતાના સામર્થ્ય વડે દુષ્ટ શત્રુનો પરાભવ કરે છે. મરૂયુક્ત ઇન્દ્ર, અમારો મરક્ષણહાર હો ૧૦

ઇતિ નવમો વર્ગ સમાપ્ત.

स जामिभिर्यत्समजाति मीह्ळेऽजामिभिर्वा पुरुहूत एवैः ।
अपां तोकस्य तनयस्य जेषे मरुत्वान्नो भवत्विन्द्र ऊती ॥११॥

प० — सः । जामिऽभिः । यत् । सम्ऽअजाति । मीह्ळे । अजामिऽभिः । वा । पुरुऽहूतः । एवैः । अपाम् । तोकस्य । तनयस्य । जेषे । मरुत्वान् । नः । भवतु । इन्द्रः । ऊती ॥ ११ ॥

અ० —તે બહુસ્તુત ( ઇન્દ્ર ), સગ્રામ વિષે જ્યારે બાંધવયુક્ત વા બાંધવ રહિત વેગવાળા મરૂતો સહ ભેટો કરે છે ત્યારે તે, તેને શરણે આવેલા (ઉભયવિધ) ઉપાસકોના પુત્ર તથા પૌત્રને જય પ્રાપ્ત કરાવે છે. મરૂયુક્ત ઇન્દ્ર, અમારો રક્ષણહાર હો. ११

*सवंज्रभृद्दस्युहाभीमउग्रःसहस्रंचेताःशतनीथऋभ्वा ।
चम्रीषोनशवसापाञ्चजन्योमरुत्वांनोभवत्विन्द्रंऊती ॥१२॥

प०— सः । वज्रऽभृत । दस्युऽहा । भीमः । उग्रः । सहस्रऽचेताः ।
शतऽनीथ । ऋभ्वा । चम्रीषः । न । शवसा । पाञ्चऽजन्य ।
मरुत्वान् । नः । भवतु । इन्द्रं । ऊती ॥ १२ ॥

अ०—તે (ઇન્દ્ર), વજ્ર ધારણ કરનાર, અસુરોનો હણનાર, ભયંકર
ઉગ્ર તેજવાળો, બહુવિધજ્ઞાનવાળો (સર્વજ્ઞ), બહુ-સ્તુતિસંપન્ન,
વા બહુસંપન્ન, મહાન, વા વિશાળ તેજવાળો, સોમની પેઠે
પોતાના બળવડે પંચજનોનો રક્ષણહાર છે મરૂધુક્ત ઇન્દ્ર,
અમારો રક્ષણહાર હો. ૧૨

तस्यवज्रंःक्रन्दतिस्मत्स्वर्षादिवोनत्वेषोरवथःशिमीवान् ।
तंसंचन्तेसनयस्तंधनानिमरुत्वांनोभवत्विन्द्रंऊती ॥१३॥

प०— तस्यं । वज्रं । क्रन्दति । स्मत् । स्वःऽसाः । दिव । न ।
त्वेषः । रवथः । शिमीऽवान् । तम् । सचन्ते । सनयः । तम् ।
धनानि । मरुत्वान् । नः । भवतु । इन्द्रं । ऊती ॥१३॥

अ०—તેનું વજ્ર, (શત્રુને) અત્યંત રડાવે તેવું છે. (જે) રૂડાં ઉદકનો
દેનાર, સૂર્ય જેવો દેદીપ્યમાન, ગર્જના કરનાર, (લોકાનુગ્રાહક)
કર્મસંપન્ન છે તેને, ઋદ્ધિસિદ્ધિ સેવા-તત્પર હોય છે. મરૂધુ-
ક્ત ઇન્દ્ર, અમારો રક્ષણહાર હો ૧૩

यस्याजंस्रंशवसामानमुक्थंपरिभुजद्रोदसीविश्वतःसीम् ।
सपारिषत्क्रतुभिर्मन्दसानोमरुत्वांनोभवत्विन्द्रंऊती ॥१४॥

---

* पञ्चजनाः = ગન્ધર્વ, અપ્સરા, દેવો, અસુર અને રાક્ષસો.

प०— यस्य । अजस्रम् । शवसा । मानम् । उक्थम् । परिभुजत् । रोदसी इति । विश्वतः । सीम् । सः । पारिषत् । क्रतुभिः । मन्दसानः । मरुत्वान् । नः । भवतु । इन्द्रः । ऊती ॥१४॥

अ०—જેનું પ્રશંસનીય, સર્વપરિચ્છેદક, દા સર્વોપમાત્મક બળ, દ્યાવાપૃથિવીનું સતત યોગે પાલન કરે છે તે ( ઇન્દ્ર ), અમારા યત્નોવડે મત્ત થઇ અમને પાપથી પાર ઉતારે। મરુદ્યુક્ત ઇન્દ્ર, અમારો રક્ષણકર હો। १४

नयस्यदेवादेवतानमर्ताआपश्चनशवसोअन्तमापुः ।
सप्ररिक्वात्वक्षसाक्ष्मोदिवश्चमरुत्वान्नोभवत्विन्द्रऊती ॥१५॥२०

प०— न । यस्य । देवाः । देवता । न । मर्ताः । आपः । चन । शवसः । अन्तम् । आपुः । सः । प्ररिक्वा । त्वक्षसा । क्ष्मः । दिवः । च । मरुत्वान् । नः । भवतु । इन्द्रः । ऊती ॥ १५ ॥ १० ॥

अ०—જેના સામર્થ્યનો પાર, દેવ, દેવના મનુષ્યો તથા ઉદક પણ લાગ્યો નથી તેનું તીક્ષ્ણ બળ, પૃથિવી અને સ્વર્ગના બળથી ચઢીયાતું છે મરુદ્યુક્ત ઇન્દ્ર અમારો રક્ષણકર હો ૧૫

ઇતિ દશમો વર્ગ સમાપ્ત

रोहिच्छ्यावासुमदंशुर्ललामीर्द्युक्षाराय‌ऋज्राश्वस्य ।
वृषण्वन्तंबिभ्रतीधूर्षुरथंमन्द्राचिकेतनाहुषीषुविक्षु ॥१६॥

प०– रोहित् । श्यावा । सुमत्ऽअंशुः । ललामीः । द्युक्षा । राये । ऋज्रऽअश्वस्य । वृषण्ऽवन्तम् । बिभ्रती । धूःऽसु । रथम् । मन्द्रा । चिकेत । नाहुषीषु । विक्षु ॥ १६ ॥

अ०—લાલ તથા શ્યામવર્ણની, ભરેલ અંગની, સામર્થ્યસંપન્ન, વા અશ્વભૂષણયુક્ત, દ્યુલોક વિષે વસનાર, ઋજ્રાશ્વ (રાજર્ષિ)ને સંપત્તિ દેતા બળવાન ઇન્દ્ર વડે યુક્ત એવા રથને ધોસરે ધારણ કરનાર, આહ્લાદકારક, (એવી અશ્વપંક્તિ), માનવ લોકમાં આવતી જણાય છે. ૧૬

एतत्त्यत्तइन्द्रवृष्णउक्थंवार्षागिराअभिगृणन्तिराधः ।
ऋज्राश्वःप्रष्टिभिरम्बरीषःसहदेवोभयमानःसुराधाः ॥१७॥

प०– एतत् । त्यत् । ते । इन्द्र । वृष्णे । उक्थम् । वार्षागिराः । अभि । गृणन्ति । राधः । ऋज्रऽअश्वः । प्रष्टिऽभिः । अम्बरीषः । सहऽदेवः । भयमानः । सुऽराधाः ॥ १७ ॥

अ०—હે કામનાના વરસાવનાર ઇન્દ્ર!, વૃષાગિરાના પુત્ર ઋજ્રાશ્વ, **અમ્બરીષ**, **સહદેવ**, **ભયમાન**, અને **સુરાધસ**, પાસે ઉભેલા અન્ય ઋષિઓ સહ, તુને ઉદ્દેશી ત્હારૂં આ પ્રિય સ્તોત્ર ગાય છે ૧૭

दस्यूञ्छिम्यूँश्चपुरुहूतएवैर्हत्वापृथिव्यांशर्वानिबर्हीत् ।
सनत्क्षेत्रंसखिभिःश्वित्न्येभिःसनत्सूर्यंसनदपःसुवज्रः ॥१८॥

प०– दस्यून् । शिम्यून् । च । पुरुऽहूत । एवैः । हत्वा । पृथिव्याम् । शर्वा । नि । बर्हीत् । सनत् । क्षेत्रम् । सखिऽभिः । श्वित्न्येभिः । सनत् । अपः । सुऽवज्रः ॥ १८ ॥

अ०—મહુસ્તુત ઇન્દ્ર વેગવાળા મરૂતોની સહાયવડે, ભૂમિ વિષે હોનાર શત્રુને અને વધ કરનાર રાક્ષમાદિને હણી ઘાતક વજ્રવડે ઠાર કર્યા શ્વેતવર્ણના (અનય જે તેજસ્વી અંગવાળા) સખાઓ ( મરૂતો )ની સહાયવડે ( શત્રુની ) ભૂમિને પ્રાપ્ત કરી (વૃત્રવડે તિરોહિત એવા) સૂર્યને ( વૃત્રનો વધ કરી ) પ્રાપ્ત કર્યો તથા રૂડ વજ્ર ધારણ કરનાર ( ઇન્દ્રે ), ( વૃત્રાસુરે રુંધેલા ) જળને પ્રાપ્ત કર્યાં ૮

विश्वाहेन्द्रोअधिवक्तानोअस्त्वपरिह्वृताःसनुयामवाजम् ।

तन्नोमित्रोवरुणोमामहन्तामदितिः सिन्धुःपृथिवीउतद्यौः१९।१२

प०— विश्वाहा । इन्द्रः । अधिवक्ता । नः । अस्तु । अपरिह्वृताः । सनुयाम । वाजम् । तत् । नः । मित्र । वरुण । ममहन्ताम् । अदिति । सिन्धु । पृथिवी । उत । द्यौ ॥ १९ ॥ ११ ॥

अ०—ઇન્દ્ર સદાસર્વદા અમારી બાજુએ બોલનાર (અમારો વકીલ) હો શત્રુરહિત થઇ, અમે હવિ સંપાદન કરીએ મિત્ર, વરૂણ, અદિતિ સમુદ્ર પૃથિવી અને દ્યુલોક, અમારી તે ( પ્રાર્થનાને ) પોષો ૧૯

ઇતિ અગીયારમો વર્ગ સમાપ્ત

## सूक्त १००.

१ वृष्ण्येभि = સામર્થ્યવડે
२ समोका = सम्यक्समवेत सगत = સંયુક્ત
३ सतीनसत्वा = सतीनउदकतस्यसादिता गमयिता = ઉદકને પ્રાપ્ત કરાવનાર
४ ऊती = ऊतयेरक्षणाय = રક્ષણહાર

५ हव्यः = आह्वातव्यः = આહ્વાન કરવા યોગ્ય.

६ यामः = ગતિ.

७ भरेभरे = પ્રત્યેક સંગ્રામ વિષે.

८ शुष्मः = શોષક.

९ एषैः = ગતિવાળા. ( इण् गतौ ).

१० रेतसः = વૃષ્ટિજળ.

११ पव्यामः = કિરણો

१२ अपरीताः = परैरनभिगताः = દુષ્પ્રાપ્ય.

१३ तरद्वेषाः = શત્રુઓને તરનાર.

१४ सासहिः = શત્રુનો અભિભવ કરનાર.

१५ अंगिरोभिः = अंगन्ति गच्छन्तीत्यंगिरसो गन्तारः तेभ्यः= ગંતાઓ મધ્યે.

१६ ऋग्मी = અર્ચનીય, પૂજ્ય ( ऋच स्तुतौ ).

१७ गातुभिः = गातव्येभिः = સ્તુત્ય મધ્યે

१८ ऋभ्वा = મહાન.

१९ नृषह्ये = नृभिः सोढव्ये संग्रामे=સંગ્રામ વિષે (षह मर्षणे).

२० ससहान = અભિભવ કરનાર ( षह अभिभवे ).

२१ अपस्यानि = ઉદક.

२२ तूर्वन् = प्रच्यावयन् બહાર કાઢતો

२३ मन्युमी = કોપનિર્માતા; યદ્વા અભિમાન કરનાર શત્રુનો વધ કરનાર. ( मीञ् हिंसायां )

२४ समदनस्य = સંગ્રામનો. ( सहमाद्यन्त्यस्मिन्निति समदनं. संग्रामः ).

२५ शूरसातौ = शूरैः सम्भजनीये संग्रामे = સંગ્રામ વિષે.

२६ क्षेमस्य = रक्षणीयस्य सर्वधनस्य = સર્વ સંપત્તિનો.

२७ त्रायु = त्रातारम् = સંરક્ષક ( त्रैङ् पालने ).

२८ करुणस्य = कर्मण = ઇષ્ટ કર્મનો ( डुकृञ्करणे )
२९ नर. = नेतार. = સ્તોતાઓ
३० नरम् = જયનેતાને
३१ उत्सवेषु = સગ્રામ વિષે
३२ अप्सन्तः = પ્રાપ્ત કરે છે ( आप्रृव्याप्तौ )
३३ वाधत = हिंसतोमहत शत्रून् = મોગા શત્રુને
३४ कीरिणा = कीर्तयित्र्यास्तोत्रा =
३५ सगृभीता = सगृहीता = રૂડી રીતે ગ્રહણ કરે છે ( गृह-
उपादाने )
३६ मामेभि. = મરૂત્સધ સહ
३७ ऋष्टिभिः = મનુષ્યો વડે
३८ अशस्तो = अशसनीयान् शत्रून् = દુષ્ટ શત્રુને
३९ नाभिभि = बन्धुभि = બંધુ સાથે
४० समनाति = संगच्छते = મેળે છે ( अजगतौ )
४१ अपा = इन्द्रप्राप्तुवताम् = ઇન્દ્રપ્રાપ્ત
४२ जेषे = જયપ્રાપ્ત્યર્થ.
४३ शतनीथ = અનુસ્તુત, વા, બહુસપત, ( णीञ्प्रापणे )
४४ ऋभ्वा = મહાન, વા, વિશાળ તેજવાળો
४५ चम्रीष = चम्वां चमसेरसात्मनावस्थित = સોમ
( चम्वां इष्यतिगच्छति इतिचम्रीष इषगतौ ).
४६ ईमत् = અત્યંત
४७ स्वर्षा = રૂડાં ઉદકનો દેનાર ( सुष्टुअर्तिगच्छतीतिस्वर्-
नत् सनोतीतिस्वर्षा )
४८ रवथ = शब्दस्यगर्जनलक्षणस्यकर्ता = ગર્જના કરનાર
४९ शिमीवान् = કર્મસંપન્ન ( शिमीकर्म )
५० अजस्रम् =अनवरतम् = સતત

५१ उक्थं = પ્રશસ્ય.
५२ पारिषत् = પાર ઉતારો. ( पारतीरकर्मसमाप्तौ ).
५३ प्ररिक्षा = प्रकर्षेण रेचकः = ઊંડે ચઢીયાતું હોય છે. ( रिचिर् विरेचने ).
५४ क्ष्मः = પૃથિવીનું.
५५ ग्मक्ष्णमा = तनूकर्त्रा = તીક્ષ્ણ. ( त्वक्षूतनूकरणे ).
५६ श्यावा = શ્યામવર્ણની.
५७ सुमदंशुः = ભરેલ અગની.
५८ ललामीः = पुंस्त्वती अश्वभूषणयुक्ता या = સામર્થ્ય સંપન્ન; વા અશ્વભૂષણયુક્ત
५९ द्युक्षा = દ્યુલોક વિષે વસનાર. ( क्षितिवासे .
६० नाहुषीषु = માનવી.
६१ वृषण्वन्तम्=वृष्णासेरश्रेन्द्रेण युक्तम्=બળવાન ઇંદ્રવડે યુક્ત.
६२ मन्द्रा = આહ્લાદકારક.
६३ उक्थं = સ્તોત્ર.
६४ राधः = संराधकं = પ્રિય.
६५ प्रष्टिभिः = પાર્શ્વસ્થ ( અન્ય ઋષિઓ સહ. )
६६ शिम्यून् = शमयितॄन् = વધ કરનાર રાક્ષસાદિકને. ( शमउपशमे ).
६७ शर्या = हिंसकेनवज्रेण = ઘાતક વજ્ર વડે (शृहिंसायां).
६८ श्वित्न्येभिः = શ્વેતવર્ણના; અથવા અલંકારવડે તેજસ્વી અંગવાળા. ( श्वित्न शुक्लवर्णमर्हन्तीति श्वित्न्या )
६९ बर्हीत् = अवधीत् = ઠાર કર્યા. ( निबर्हयतिवधकर्मा ).
७० विश्वाहा = સદાસર્વદા.
७१ अपरिहृताः = अकुटिलगतयः = શત્રુરહિત. (ह्वकौटिल्ये).
७२ पौंस्येभिः = બળ વડે.

## सूक्त १०१.

ઋષિઃ—આંગિરસ કુત્સ, દેવતા—ઇંદ્ર; છંદ—૧–૮ જગતી, ૯–૧૧ ત્રિષ્ટુભ્.

प्र मन्दिने पितुमदर्चता वचो यः कृष्णगर्भा निरहन्नृजिश्वना ।
अवस्यवो वृषणं वज्रदक्षिणं मरुत्वन्तं सख्याय हवामहे ॥१॥

प०— प्र । मन्दिने । पितुऽमत् । अर्चत । वचः । यः । कृष्णऽगर्भाः । निःऽअहन् । ऋजिश्वना । अवस्यवः । वृषणम् । वज्रऽदक्षिणम् । मरुत्वन्तम् । सख्याय । हवामहे ॥ १ ॥

અ૦—(હે ઋત્વિજો)! સ્તુત્ય ઇન્દ્રાર્થે, હવિષ્પૂર્વક સ્તોત્ર પ્રકર્ષપણે ઉચ્ચારો. જે (ઇન્દ્રે), ઋજિશ્વન રાજાની સહાય વડે, કૃષ્ણાસુર તથા તેની સ્ત્રીઓનો વધ કર્યો. રક્ષણેચ્છુ થઇ, કામનાના વરસાવનાર, જમણા હાથમાં વજ્ર ધારણ કરનાર, મરુદ્ગણ યુક્ત ઇન્દ્રને, અમે સખાપણા અર્થે આહ્વાન કરીએ છીએ. ૧

यो व्यंसं जाहृषाणेन मन्युना यः शम्बरं यो अहन्पिप्रुमव्रतम् ।
इन्द्रो यः शुष्णमशुषं न्यावृणङ्मरुत्वन्तं सख्याय हवामहे ॥२॥

प०— यः । विऽअंसम् । जहृषाणेन । मन्युना । यः । शम्बरम् । यः । अहन् । पिप्रुम् । अव्रतम् । इन्द्रः । यः । शुष्णम् । अशुषम् । नि । अवृणक् । मरुत्वन्तम् । सख्याय । हवामहे ॥ २ ॥

અ૦—જેણે અત્યંત ક્રોધયુક્ત થઇ, ભુજારહિત કરી વૃત્રને હણ્યો, જેણે શમ્બરાસુરને હણ્યો, જેણે યાગાદિ કર્મના વિરોધ કરનાર પિપ્રુને હણ્યો, જેણે શોષકરહિત સર્વશોષક શુષ્ણાસુરને સમૂળગો ઠાર કર્યો, તે મરૂદગણયુક્ત ઇન્દ્રને, અમે મખાપણા અર્થે આહ્વાન કરીએ છીએ. ૨

यस्यद्यावापृथिवीपौंस्यंमहद्यस्यव्रतेवरुणोयस्यसूर्यः ।
यस्येन्द्रस्यसिन्धवःसश्चतिव्रतंमरुत्वन्तंसख्यायहवामहे ॥३॥

प० यस्य । द्यावांपृथिवीइति । पौंस्यम् । महत् । यस्य । व्रते । वरुणः । यस्य । सूर्यः । यस्य । इन्द्रस्य । सिन्धवः । सश्चति । व्रतम् । मरुत्वन्तम् । सख्याय । हवामहे ॥ ३ ॥

અ૦—જેના વિપુલ બળને અનુસરી દ્યાવાપૃથિવી વર્તે છે, જેના નિયમાનુસાર વરૂણ તથા સૂર્ય વર્તે છે, નદીઓ જેની આજ્ઞાનું સેવન કરે છે તે મરૂદગણયુક્ત ઇન્દ્રને, અમે મખાપણા અર્થે આહ્વાન કરીએ છીએ. ૩

योअश्वानांयोगवांगोपतिर्वशीयआरितःकर्मणिकर्मणिस्थिरः ।
वीळोश्चिदिन्द्रोयोअसुन्वतोवधोमरुत्वन्तंसख्यायहवामहे ॥४॥

प०— यः । अश्वानाम् । यः । गवाम् । गोऽपतिः । वशी । यः । आरितः । कर्मणिऽकर्मणि । स्थिरः । वीळोः । चित् । इन्द्रः । यः । असुन्वतः । वधः । मरुत्वन्तम् । सख्याय । हवामहे ॥ ४ ॥

અ૦—જે અશ્વોનો અધિપતિ છે, જે ગાયોનો અધિપતિ છે,-જે અ-પરાધીન-સ્વતંત્ર-છે, જે સર્વ કર્મો વિષે સ્થિર છે, જે

(स्तुतिओ वडे) प्राप्त थाय छे, जे यज्ञ करनारना दस्यु शत्रुनो पण हणनार छे ते मरुद्गणसंपन्न इन्द्रने, अमे सखापणा अर्थे आह्वान करीए छीए ४

योविश्वस्यजगतःप्राणतस्पतिर्योब्रह्मणेप्रथमोगाअविन्दत् ।
इन्द्रोयोदस्यूँरधराँअवातिरन्मरुत्वन्तंसख्यायहवामहे ॥५॥

प०— यः । विश्वस्य । जगतः । प्राणतः । पतिः । यः । ब्रह्मणे । प्रथमः । गाः । अविन्दत् । इन्द्रः । यः । दस्यून् । अधरान् । अवऽअतिरत् । मरुत्वन्तम् । सख्याय । हवामहे ॥ ५ ॥

अ०—जे सर्व जगम प्राणिमात्रनो स्वामी छे, जेणे ब्राह्मण जातिना अंगिराओने, अन्य देवोथी पूर्वे (पणिओए हरण करेली) गायो प्राप्त करावी, जेणे असुरोने रसातल भरसा हण्या ते मरुद्गणयुक्त इन्द्रने, अमे सखापणा अर्थे आह्वान करीए छीए ५

यःशूरेभिर्हव्योयश्चभीरुभिर्योधावद्भिर्हूयतेयश्चजिग्युभिः ।
इन्द्रंयंविश्वाभुवनाभिसंदधुर्मरुत्वन्तंसख्यायहवामहे ॥६॥१२॥

प०— यः । शूरेभिः । हव्यः । यः । च । भीरुऽभिः । यः । धावत्ऽभिः । हूयते । यः । च । जिग्युऽभिः । इन्द्रम् । यम् । विश्वा । भुवना । अभि । सम्ऽदधुः । मरुत्वन्तम् । सख्याय । हवामहे ॥ ६ ॥ १२ ॥

अ०—शूर तथा कायर पुरुषो जेनुं आह्वान करे छे, पलायन करनारा जेनुं आह्वान करे छे, अने विजयी पुरुषो जेनुं आह्वान

કરે છે, સર્વભૂત પ્રાણિઓ જેનું અભિસંધાન કરે છે, તે મરુદ્‌ગણયુક્ત ઇન્દ્રને, અમે સખાપણા અર્થે આહ્વાન કરીએ છીએ. ૬

ઇતિ બારમો વર્ગ સમાપ્ત.

*रुद्राणामेतिप्रदिशाविचक्षणोरुद्रेभिर्योषातनुतेपृथुज्रयः ।
इन्द्रंमनीषाअभ्यर्चतिश्रुतंमरुत्वन्तंसख्यायहवामहे ॥७॥

प०—रुद्राणाम् । एति । प्रऽदिशा । विऽचक्षणः । रुद्रेभिः । योषा । तनुते । पृथु । ज्रयः । इन्द्रम् । मनीषा । अभि । अर्चति । श्रुतम् । मरुत्वन्तम् । सख्याय । हवामहे ॥ ७ ॥

અ૦—સૂર્ય-સ્વરૂપે પ્રકાશમાન ઇન્દ્ર, પ્રાણ-સ્વરૂપે (અધ્યાત્મપૂર્વક) મનુષ્યોને પ્રાણો અર્પણ કરતો, અંતરિક્ષ વિષે પ્રયાણ કરે છે. (અધિભૌતિક-સ્વરૂપે હોનાર) મરુતોના યોગે માધ્યમિકા વાણી, વિસ્તીર્ણ વેગને વિસ્તારે છે (જે સૂર્ય-સ્વરૂપે) પ્રસિદ્ધ ઇન્દ્રની, માનવી વાણી સ્તુતિ કરે છે તે મરુદ્‌ગણયુક્ત ઇન્દ્રને, અમે સખાપણા અર્થે આહ્વાન કરીએ છીએ. ૭

यद्वामरुत्वःपरमेसधस्थेयद्वावमेवृजनेमादयासे ।
अतआयाह्यध्वरंनोअच्छात्वायाहविश्चकृमासत्यराधः ॥८॥

प०— यत् । वा । मरुत्वः । परमे । सधऽस्थे । यत् । वा । अवमे । वृजने । मादयासे । अतः । आ । याहि ।

* योसौतपन्नुदेतिससर्वेषांभूतानांप्राणानादायोदेति । तै० आ० प्रथमप्रपाठके ।

अध्वरम् । नः । अच्छ । त्वाऽया । हविः । चकृम । सत्यऽराधः ॥ ८ ॥

अ०—હે મરુદ્યુક્ત ઇન્દ્ર !, તું ઉત્કૃષ્ટ ગૃહ વિષે, યધ્વા અર્વાચીન નિકૃષ્ટ ગૃહવિષે (સોમરસ વડે) તૃપ્ત થઇ રહેતો હોય, ત્યાંથી અમારા યજ્ઞ સન્મુખ પ્રયાણ કર હે સત્યધન !, ત્હારી કામનાને લઇ, અમે હવિ તૈયાર કર્યો છે ८

त्वायेन्द्र सोमं सुषुमा सुदक्ष त्वाया हविश्चकृमा ब्रह्मवाहः ।
अथा नियुत्वः सगणो मरुद्भिरस्मिन्यज्ञे बर्हिषि मादयस्व ॥९॥

प०— त्वाऽया । इन्द्र । सोमम् । सुसुम । सुऽदक्ष । त्वाऽया । हविः । चकृम । ब्रह्मऽवाहः । अथ । नियुत्वः । सऽगणः । मरुत्ऽभिः । अस्मिन् । यज्ञे । बर्हिषि । मादयस्व ॥ ९ ॥

अ०—હે રૂડા બળવાળા ઇન્દ્ર !, ત્હારી કામનાને લઇ, અમે સોમ પીલ્યો છે હે સ્તોત્રપ્રાપ્ય !, ત્હારી કામનાને લઇ, અમે હવિ તૈયાર કર્યો છે હે અશ્વયુક્ત ઇન્દ્ર !, હવે તૂ મરુદ્ગણસહિત આ યજ્ઞવિષે, દર્ભાસન ઉપર બેસી તૃપ્ત હો. ९

मादयस्व हरिभिर्ये त इन्द्र वि ष्यस्व शिप्रे वि सृजस्व धेने ।
आ त्वा सुशिप्र हरयो वहन्तूशन्हव्यानि प्रति नो जुषस्व ॥१०॥

प०— मादयस्व । हरिऽभिः । ये । ते । इन्द्र । वि । स्यस्व । शिप्रे इति । वि । सृजस्व । धेने इति । आ । त्वा । सुऽशिप्र । हरयः । वहन्तु । उशन् । हव्यानि । प्रति । नः । — — ॥ १० ॥

અ૦—હે ઇન્દ્ર !, તું ત્હારા અશ્વોસહ તૃપ્ત હો જે ત્હારા (ભક્તો) હોય તેના અર્થે, તું ( સોમપાન કરવા ) હનુ ( હોઠ ) ઉઘાડ, અને જીભ બ્હાર કાઢ. હે રૂડા હનૂવાળા ઇન્દ્ર !, અશ્વો તને ( અમારા યજ્ઞ પ્રત્યે ) લઈ આવો. અમારી કામના કરતો, તું અમારા પ્રત્યેક હવિને સ્વીકાર. ૧૦

मरुत्स्तोत्रस्य वृजनस्य गोपा वयमिन्द्रेण सनुयाम वाजम् ।
तन्नो मित्रो वरुणो मामहन्तामदितिः सिन्धुः पृथिवी उत द्यौः ॥ ११ ॥ १३

प०— मरुत्ऽस्तोत्रस्य । वृजनस्य । गोपाः । वयम् । इन्द्रेण । सनुयाम । वाजम् । तत् । नः । मित्रः । वरुणः । ममहन्ताम् । अदितिः । सिन्धुः । पृथिवी । उत । द्यौः ॥ ११ ॥ १३ ॥

અ૦—મરૂતો મહ જેની સ્તુતિ કરાય છે તે શત્રુના નાશ કરનાર ઇન્દ્ર વડે રક્ષણ થવાને યોગ્ય એવા અમે, તે ઇન્દ્ર વડે અન્નસંપત્તિ પામીએ મિત્ર, વરૂણ, અદિતિ, સમુદ્ર, પૃથિવી અને દ્યુલોક, અમારી તે (પ્રાર્થના)ને પોષો. ૧૧

ઇતિ તેરમો વર્ગ સમાપ્ત

## सूक्त १०१.

१ मन्दिने = સ્તુત્ય
२ पितुमत् = હવિસંપન્ન.
३ व्यंसम् = विगतभुजम् = ભુજારહિત
४ जाहृषाणेन = પ્રહૃષ્ટ. ( हृषधातो ).
५ न्यवृणक् = न्यवर्जयत = ઠાર કર્યો. ( वृजी वर्जने ).

६ अशुषं = शोषकरहित.
७ आरितः = स्तुतिभिः प्रस्तुतः = स्तुतिप्राप्य.
८ अधरान् = निकृष्टान् = रसातल सरसा.
९ अवातिरत् = हण्या ( तिरतिर्वधकर्मा ).
१० हव्यः = आह्वान करवा योग्य.
११ जिग्युभिः = पात्रजयैः = विजयीवडे.
१२ प्रदिशा = प्रदेशनेन प्रदानेन = अर्पण करी ( दिश अतिसर्जने ).
१३ योषा = माध्यमिका वाणी
१४ जयः = वेग. ( जिज्रिअभिभवे ).
१५ सधस्थे = सहस्थाने = गृह विषे.
१६ अवमे = अर्वाचीने = निकृष्ट.
१७ वृजने = वृज्यतेरिक्तोक्रियतेऽस्मिनधनमितिवृजन=गृह
१८ त्वाया = त्वत्कामनया = त्हारी कामनावडे.
१९ ब्रह्मवाहः = ब्रह्मणामंत्ररूपेणस्तोत्रेणोह्यमानप्राप्यमाण. = स्तोत्रप्राप्य.
२० विष्वस्य = विघृतकुर = डेवाड.
२१ धेने = पानसाधनभूते जिह्वे = जीह्वा.
२२ वृजनस्य = शत्रूणांक्षेप्तुः = शत्रुनो नाश करनार. ( वृजी-वर्जने ).
२३ गोपाः = गोपनीयाः = रक्षणीय.

## सूक्त १०२.

ઋષિઃ—આંગિરસ કુત્સ; દેવતાઃ—અગ્નિ. છંદઃ—૧-૧૦ જગતી, ૧૧ ત્રિષ્ટુભ્.

इमां ते धियं प्र भरे महो महीमस्य स्तोत्रे धिषणा यत्त आनजे ।
तमुत्सवे च प्रसवे च सासहिमिन्द्रं देवासः शवसामदन्ननु ॥१॥

प०— इमाम् । ते । धियम् । प्र । भरे । महः । महीम् । अस्य । स्तोत्रे । धिषणा । यत् । ते । आनजे । तम् । उत्ऽसवे । च । प्रऽसवे । च । ससहिम् । इन्द्रम् । देवासः । शवसा । अमदन् । अनु ॥ १ ॥

અ૦—મહાન એવા તું તેના અર્થે, અમે આ અત્યંત ઉત્કૃષ્ટ સ્તોત્ર પ્રકર્ષપણે સંપાદન કરીએ છીએ. કારણ કે ત્હારી બુદ્ધિ, આ (સ્તોતાના) સ્તોત્ર પ્રત્યે ચોંટેલી છે. શત્રુના પરાભવ કરનાર તે ઇન્દ્રને, ઋત્વિજો અભિવૃદ્ધિ તથા ધન અથવા, વૃષ્ટિજળની ઉત્પત્તિના અર્થે, સ્તુતિ-બળવડે અનુક્રમે હર્ષ પમાડે છે ૧

अस्य श्रवो नद्यः सप्त बिभ्रति द्यावाक्षामा पृथिवी दर्शतं वपुः ।
अस्मे सूर्याचन्द्रमसाभिचक्षे श्रद्धे कमिन्द्र चरतो वितर्तुरम् ॥२॥

प०— अस्य । श्रवः । नद्यः । सप्त । बिभ्रति । द्यावाक्षामा । पृथिवी । दर्शतम् । वपुः । अस्मे इति । सूर्याचन्द्रमसा । अभिऽचक्षे । श्रद्धे । कम् । इन्द्र । चरतः । विऽतर्तुरम् ॥२॥

અ૦—આ (ઇન્દ્ર)ની કીર્તિને, સાત નદીઓ ધારણ કરે છે દ્યાવા-

પૃથિવી અને અંતરિક્ષ, (આ સૂર્ય-સ્વરૂપે હોનાર ઇન્દ્રના) પ્રકાશાત્મક સ્વરૂપને ધારણ કરે છે. હે ઇન્દ્ર !, (દ્રષ્ટવ્ય પદાર્થો) અમને પ્રગટ દીસે અને શ્રદ્ધા બેસે તે માટે સૂર્ય તથા ચંદ્રમા, પરસ્પર ભેટો થયા વિના સંચાર કરે છે. (અર્થાત્ તૂં, તે સ્વરૂપે આવજા કરે છે). ૨

तंस्मारथंमघवन्प्रावसातयेजैत्रंयंतेअनुमदामसंगमे ।
आजानइन्द्रमनसापुरुष्टुतत्वायद्भ्योमघवञ्छर्मयच्छनः ॥३॥

प०— तम् । स्म । रथम् । मघऽवन् । प्र । अव । सातये । जैत्रम् । यम् । ते । अनुऽमदाम । सम्ऽगमे । आजा । नः । इन्द्र । मनसा । पुरुऽस्तुत । त्वायत्ऽभ्यः । मघऽवन् । शर्म । यच्छ । नः ॥ ३ ॥

अ०—હે ધનવંતા, હે અમારા મનઃપૂર્વક બહુસ્તુત (ઇન્દ્ર) !, સંગ્રામવિષે (શત્રુ સાથે) ભેટો થતાં, ત્હારા જે વિજયી રથની અમે અનુક્રમે સ્તુતિ કરીએ છીએ તેજ રથને, તૂં અમને ધનપ્રાપ્તિ થાય તે અર્થે પ્રવર્તાવ. હે ધનવંતા !, ત્હારી કામના કરનાર એવા અમને તૂં સુખ દે. ૩

वयंजयेमत्वयायुजावृतमस्माकमंशमुदवाभरेभरे ।
अस्मभ्यमिन्द्रवरिवःसुगंकृधिप्रशत्रूणांमघवन्वृष्ण्यारुज ॥४॥

प०— वयम् । जयेम । त्वया । युजा । वृतम् । अस्माकम् । अंशम् । उत् । अव । भरेऽभरे । अस्मभ्यम् । इन्द्र । वरिवः । सुऽगम् । कृधि । प्र । शत्रूणाम् । मघऽवन् । वृष्ण्या । रुज ॥ ४ ॥

अ०—હે ઇન્દ્ર !, અમે ત્હારી સહાયવડે આવરણ કરનાર શત્રુનો પરાભવ કરીએ છીએ. પ્રત્યેક સંગ્રામ વિષે, અમારા ભાગનું છેક રક્ષણ કર. તું અમને ધનપ્રાપ્તિ સુગમ કર. હે ધનવંતા !, શત્રુના બળનો નાશ કર. ૪

नाना हि त्वा हवमाना जना इमे धनानां धर्तरवसा विपन्यवः ।
अस्माकं स्मा रथमा तिष्ठ सातये जैत्रं हीन्द्र निभृतं मनस्तव ॥५॥१४॥

प०— नाना । हि । त्वा । हवमानाः । जनाः । इमे । धनानाम् । धर्तः । अवसा । विपन्यवः । अस्माकम् । स्म । रथम् । आ । तिष्ठ । सातये । जैत्रम् । हि । इन्द्र । निऽभृतम् । मनः । तव ॥ ५ ॥ १४ ॥

अ०—હે ધનધર્તા !, આ સ્તોતાજનો, રક્ષણાર્થ ત્હારૂં આહ્વાન કરે છે. માત્ર અમને ધનપ્રાપ્તિ થાય તે અર્થે, તું રથારૂઢ હો. હે ઇન્દ્ર !, ત્હારૂં અવ્યાકુળ મન જયશાલી હો. ૫

ઇતિ ચોથો વર્ગ સમાપ્ત.

गोजिता बाहू अमितक्रतुः सिमः कर्मन्कर्मञ्छतमूतिः खजंकरः ।
अकल्प इन्द्रः प्रतिमानमोजसाथा जना वि ह्वयन्ते सिषासवः ॥६॥

प०— गोऽजिता । बाहू इति । अमितऽक्रतुः । सिमः । कर्मन्ऽकर्मन् । शतम्ऽऊतिः । खजम्ऽकरः । अकल्पः । इन्द्रः । प्रतिऽमानम् । ओजसा । अथ । जनाः । वि । ह्वयन्ते । सिसासवः ॥ ६ ॥

अ०—ત્હારા હસ્તો ગોધન જીતનારા છે. અ-પરિચ્છિન્ન જ્ઞાનવાળો,

શ્રેષ્ઠ, અથવા શત્રુનાશક, ( સ્તોતાના ) પ્રત્યેક કાર્ય વિષે એ કેટલી રીતે રક્ષણહાર, સંગ્રામનિપુણ, સ્વતંત્ર એવો ઇન્દ્ર, સામર્થ્ય વડે ઉપમેય રૂપ છે. એથી ધનેચ્છુ લોકો, તેને વિવિધ રીતે આહ્વાન કરે છે. ૬

उतेशतान्मघवन्नुच्चभूयसउत्सहस्राद्रिरिचेकृष्टिषुश्रवः ।
अमात्रंत्वाधिषणातित्विषेमह्यधावृत्राणिजिघ्नसेपुरन्दर ॥७॥

प०–उत् । ते । शतात् । मघवन् । उत । च । भूयसः । उत् । सहस्रात् । रिरिचे । कृष्टिषु । श्रवः । अमात्रम् । त्वा । धिषणा । तित्विषे । मही । अध । वृत्राणि । जिघ्नसे । पुरम्दर ॥ ७ ॥

अ०—હે ધનવંતા !, મનુષ્યો મધ્યે તે દીધેલ અન્ન-સંપત્તિ, સેંકડો ગણી તેથી પણ અધિક સહસ્રગણી થાય છે. શ્રેષ્ઠ સ્તુતિ, અગણિત ગુણવાળો એવો તું તેના ગુણોને પ્રગટ કરે છે તે પછી હે ( શત્રુના ) નગરભેદનાર !, તું શત્રુને હાર કરે છે ૭

त्रिविष्टिधातुप्रतिमानमोजसस्तिस्रोभूमीर्नृपतेत्रीणिरोचना ।
अतीदंविश्वंभुवनंववक्षिथाशत्रुरिन्द्रजनुषासनादसि ॥८॥

प०– त्रिविष्टिधातु । प्रतिमानम् । ओजसः । तिस्रः । भूमीः । नृऽपते । त्रीणि । रोचना । अति । इदम् । विश्वम् । भुवनम् । ववक्षिथ । अशत्रुः । इन्द्र । जनुषा । सनात् । असि ॥ ८ ॥

अ०—હે માનવીઓના પાલણહાર !, તું (સર્વ પ્રાણિઓના) સામર્થ્યનો ત્રિપટ રજ્જુ જેવો ઉપમેય રૂપ છે ત્રણ લોક, ત્રણ

( આદિત્ય, વૈદ્યુતાગ્નિ તથા આર્હ્વનીય અગ્નિરૂપી ) જ્યોતિ, તથા અખિલ પ્રાણિમાત્રનો છેક નિર્વાહક છે. હે ઇન્દ્ર !, તું લાંબા કાળથી જન્મથી માંડી શત્રુરહિત છે. ૮

त्वांदेवेषुप्रथमंहवामहेत्वंबभूथपृतनासुसासहिः ।
सेमन्नःकारुमुपमन्युमुद्भिदमिन्द्रःकृणोतुप्रसवेरथंपुरः ॥९॥

प०–त्वाम् । देवेषु । प्रथमम् । हवामहे । त्वम् । बभूथ । पृतनासु । ससहिः । सः । इमम् । नः । कारुम् । उपमन्युम् । उत्ऽभिदम् । इन्द्रः । कृणोतु । प्रऽसवे । रथम् । पुरः ॥९॥

अ०—અમે, દેવો મધ્યે શ્રેષ્ઠ એવા તૂને આહ્વાન કરીએ છીએ. સંગ્રામો વિષે, તું શત્રુનો પરાભવ કરનારો છે. તે ઇન્દ્ર, અમને સ્તુતિનિપુણ, સર્વજ્ઞ, ( શત્રુનો ) ભેદનાર એવો પુત્ર સપાદન કરો. તે યુદ્ધવિષે, અમારો રથ મોખરે કરો. અથવા, તે ઇન્દ્ર, યુદ્ધ કરનાર, ક્રોધસંપન્ન ( વૃક્ષોને ) ભેદનાર એવા અમારા રથને મોખરે કરો ૯

त्वंजिगेथनधनारुरोधिथार्भेष्वाजामघवन्महत्सुच ।
त्वामुग्रमवसेसंशिशीमस्यथानइन्द्रहवनेषुचोदय ॥१०॥

प०– त्वम् । जिगेथ । न । धना । रुरोधिथ । अर्भेषु । आजा । मघऽवन् । महत्ऽसु । च । त्वाम् । उग्रम् । अवसे । सम् । शिशीमसि । अथ । नः । इन्द्र । हवनेषु । चोदय ॥१०॥

अ०—તું શત્રુને જીતે છે. તેમનાં ( શત્રુનાં ) ધન તું રૂંધી રાખતો નથી. ( સ્તોતાઓને દે છે ). હે ધનવંતા !, નાના તથા મોટા સંગ્રામો વિષે અમે, અધિક બળવાળો એવો તું તેને રક્ષણાર્થે,

(સ્તોત્રવડે) ઉત્તેજિત કરીએ છીએ. તે પછી હે ઇન્દ્ર!, (યુદ્ધાર્થે) તને હાક મારીયે ત્યારે તું અમને પ્રેરિત કર ૧૦

विश्वाहेन्द्रोअधिवक्तानोअस्त्वपरिह्वृताःसनुयामवाजम् ।
तन्नोमित्रोवरुणोमामहन्तामदितिःसिन्धुःपृथिवीउतद्यौः ११॥१५

प०— विश्वाहा । इन्द्रः । अधिवक्ता । नः । अस्तु । अपरिह्वृताः । सनुयाम । वाजम् । तत् । नः । मित्रः । वरुण । ममहन्ताम् । अदितिः । सिन्धुः । पृथिवी । उत । द्यौः ॥११॥१५

अ०—ઇન્દ્ર, સદાસર્વદા અમારી બાજુએ બોલનાર હો. શત્રુરહિત થઈ, અમે હવિ સંપાદન કરીએ. મિત્ર, વરૂણ, અદિતિ, સમુદ્ર, પૃથિવી અને દ્યુલોક, અમારી તે (પ્રાર્થનાને) પોષો ૧૧

ઇતિ બારમો વર્ગ સમાપ્ત.

## सूक्त १०२.

१ दस्सयै = અભિષ્ટદ્રવ્યાર્થે.
२ प्रसवे = ધન વા વૃષ્ટિજળની ઉત્પત્તિ અર્થે
३ ससहिम = શત્રુનો પરાભવ કરનાર.
४ अभिचक्षे = દિવ્ય પદાર્થોના પ્રકાશનાર્થે.
५ जैत्र = વિજયી
६ त्वायद्भ्यः = તારી કામના કરનારને.
७ वृतम् = આવરણ કરનાર શત્રુને
८ धरिय = ધન
९ विपन्यवः = સ્તોતાઓ.
१० निभृतं = અવ્યાકુળ.

११ अमितक्रतुः = અપરિચ્છિન્ન જ્ઞાનવાળો, અથવા, શત્રુમર્ધક
१२ खजकर. = खजतिमथ्नातिपुरुषा नितिखजः संग्रामः तस्यकर्ता = સંગ્રામનિપુણ. ( खजमंथे ).
१३ अकल्पः = સ્વતંત્ર
१४ सिषासवः = ધનેચ્છુ લોકો ( धनसंभक्तौ ).
१५ अमात्रप = અગણિત.
१६ त्रिविष्टिधातु = त्रिगुणिता रज्जु. = ત્રિપટ રજ્જુ.
१७ कारुम = સ્તુતિનો કર્તા; યદ્વા યુદ્ધકર્તા.
१८ उपमंश्युम = સર્વજ્ઞ, અથવા ક્રોધાવિષ્ટ
१९ प्रसवे = युद्धोत्पत्तौ = યુદ્ધ પ્રસંગે.
२० अर्भेषु = અલ્પ.

---

## सूक्त १०३.

ઋષિ–આંગિરસકુત્સ, દેવતા–ઇન્દ્ર, છન્દ–ત્રિષ્ટુભ.

*तत्तइन्द्रियंपरमंपराचैरधारयन्तकवयःपुरेदम् ।
क्षमेदमन्यद्दिव्यन्यदस्यसमीपृच्यतेसमनेवकेतुः ॥ १ ॥

प०— तत् । ते । इन्द्रियम् । परमम् । पराचैः । अधारयन्त । कवयः । पुरा । इदम् । क्षमा । इदम् । अन्यत् । दिवि । अन्यत् । अस्य । सम् । ईमिति । पृच्यते । समनाइवेव । केतुः ॥ १ ॥

---

* १ तस्मादग्निर्दूरात्सन्दहृश्ये । तै० ब्रा० २-१-२. ।
२ तस्मादूमधमामेदिवाददृशे । तै० ब्रा० २-१-२. ।

अ०—પુરાતન કાળથી સ્તોતાઓ, ત્હારા તે સામર્થ્યને પરાઙ્મુખ અથવા, યુદ્ધાભિમુખ ધારણ કરે છે. આ (ઇન્દ્ર)નું આ એક (અગ્નિ નામનું જ્યોતિ) ભૂમિ વિષે, બીજું (સૂર્ય નામનું) ધુલોક વિષે, એમ યુદ્ધ મધ્યે ધ્વજાની પેઠે, પરસ્પર ભેટે છે. १

सधारयत्पृथिवीपुप्रथच्चवज्रेणहुत्वानिरपःससर्ज ।
अहन्नहिमभिनद्रौहिणंव्यहन्व्यंसंमघवाशचीभिः ॥ २ ॥

प०— सः । धारयत् । पृथिवीम् । पप्रथत् । च । वज्रेण । हत्वा । निः । अपः । ससर्ज । अहन् । अहिम् । अभिनत् । रौहिणम् । वि । अहन् । विऽअंसम् । मघऽवा । शचीभिः ॥२॥

अ०—તેણે (અસુરો વડે પીડાતી) ભૂમિને ધારણ–પીડારહિત–કરી, (તે પછી) વિસ્તીર્ણ કરી, અને વજ્ર વડે (વૃત્રાદીકને) હણી, ઉદકને (મેઘની બ્હાર) વેહેવડાવ્યાં. તેણે અહિ–મેઘ–ને હણ્યો, **રૌહિણાસુરને** ભેદ્યો. તે ધનવતાએ, પોતાના સામર્થ્ય વડે, ભુજારહિત કરી વૃત્રાસુરને હણ્યો. २

सजातूभर्माश्रद्दधानओजःपुरोविभिन्दन्नचरद्विदासीः ।
विद्वान्वज्रिन्दस्यवेहेतिमस्यार्यंसहोवर्धयाद्युम्नमिन्द्र ॥ ३ ॥

प०— सः । जातूऽभर्मा । श्रत्ऽदधानः । ओजः । पुरः । विऽभिन्दन् । अचरत् । वि । दासीः । विद्वान् । वज्रिन् । दस्यवे । हेतिम् । अस्य । आर्यम् । सहः । वर्धय । द्युम्नम् । इन्द्र ॥३॥

अ०—વજ્રધારી, અથવા પ્રજાનો પાલણહાર, પોતાના બળ ઉપર શ્રદ્ધા રાખનાર એવો તે (ઇન્દ્ર), શત્રુના નગરોને ભેદતો વિવિધરીતે પ્રયાણ કરે છે. હે વજ્રધારી ઇન્દ્ર !, સ્તુતિઓની કદર કરી તું,

આ (સ્તોતા)ના શત્રુ પ્રત્યે વજ્ર (ફેંક). અને વિદ્વાન સ્તોતાઓના બળ તથા યશને વધાર. ૩

तदूचुषे मानुषेमा युगानि कीर्तेन्यं मघवा नाम बिभ्रत् ।
उपप्रयन्दस्युहत्याय वज्री यद्ध सूनुः श्रवसे नाम दधे ॥४॥

प०— तत् । ऊचुषे । मानुषा । इमा । युगानि । कीर्तेन्यम् । मघवा । नाम । बिभ्रत् । उपऽप्रयन् । दस्युऽहत्याय । वज्री । यत् । ह । सूनुः । श्रवसे । नाम । दधे ॥ ४ ॥

अ०—જે ધનવંત (ઇન્દ્ર), સ્તુત્ય, શત્રુને નમાવનાર એવું તે સુપ્રસિદ્ધ સામર્થ્ય ધારણ કરી, સ્તુતિ કરનાર યજમાનના અર્થે, (સત્ય-ત્રેતાદિક) માનવી યુગોને (સૂર્યસ્વરૂપે સંપાદન કરે છે). તેજ શત્રુનાશક બળને, વજ્રસંપન્ન, શત્રુનો પ્રેરયિતા એવો ઇન્દ્ર, નિશ્ચે વિજયયશના અર્થે ધારણ કરે છે ૪

तदस्येदं पश्यता भूरि पुष्टं श्रदिन्द्रस्य धत्तन वीर्याय ।
स गा अविन्दत्सो अविन्ददश्वान्त्स ओषधीः सो अपः स वनानि ॥५॥१६॥

प०— तत् । अस्य । इदम् । पश्यत । भूरि । पुष्टम् । श्रत् । इन्द्रस्य । धत्तन । वीर्याय । सः । गाः । अविन्दत् । सः । अविन्दत् । अश्वान् । सः । ओषधीः । सः । अपः । सः । वनानि ॥ ५ ॥ १६ ॥

अ०—(હે ઋત્વિજ તથા યજમાનો)!, આ ઇન્દ્રના તે આ વિસ્તીર્ણ મોટા બળને જુઓ, અને તેના ઉપર શ્રદ્ધા રાખો.

તેણે (ચોરાયલી) ગાયો મેળવી, તેણે અશ્વો મેળવ્યા, તેણે સર્વ ભૂમિ મેળવી, ( વૃત્રે રૂંધેલાં ) ઉદક મેળવ્યાં, તથા પ્રષ્ટ સંપત્તિ મેળવી. ૫

ઇતિ સોળમો વર્ગ સમાપ્ત.

भूरिकर्मणे वृषभाय वृष्णे सत्यशुष्माय सुनवाम सोमम् ।
य आदृत्या परिपन्थीव शूरोऽयज्वनो विभजन्नेति वेदः ॥६॥

प०— भूरिऽकर्मणे । वृषभाय । वृष्णे । सत्यऽशुष्माय । सुनवाम । सोमम् । यः । आऽदृत्य । परिपन्थीऽइव । शूरः । अयज्वनः । विऽभजन् । एति । वेदः ॥ ६ ॥

અ૦—અનેક પરાક્રમોવાળા, ( સર્વ દેવો મધ્યે ) શ્રેષ્ઠ, સામર્થ્યશાળી, સત્યબળવાળા ઇન્દ્રાર્થે, ચાલો આપણે સોમરસ કાઢીએ. જે શૂરો ( ઇન્દ્ર ), ( ધન મેળવવાને ) આતુર થઇ, ધાડપાડુની પેઠે અભક્તનું ધન પડાવી ચાલ્યો જાય છે. ૬

तदिन्द्र प्रेव वीर्यं चकर्थ यत्ससन्तं वज्रेणाबोधयोऽहिम् ।
अनु त्वा पत्नीर्हृषितं वयश्च विश्वे देवासो अमदन्ननु त्वा ॥७॥

प०— तत् । इन्द्र । प्रेऽइव । वीर्यम् । चकर्थ । यत् । ससन्तम् । वज्रेण । अबोधयः । अहिम् । अनु । त्वा । पत्नीः । हृषितम् । वयः । च । विश्वे । देवासः । अमदन् । अनु । त्वा ॥७॥

અ૦—હે ઇન્દ્ર !, સૂતેલ (મદોન્મત્ત) વૃત્રને વજ્રવડે તેં જે જગાડ્યો તે ત્હારૂં પરાક્રમ, સુપ્રસિદ્ધ જેવું થયું. ( તેવા વૃત્રનો વધ કરવાથી) તૂને હર્ષ પામેલો જોઇ, ત્હારી પાછળ દેવપત્નીઓ, વેગવાળા મરૂતો, તથા સર્વ દેવો હર્ષને પામ્યા. ૭

शुष्णं॑ पिप्रुं॒ कुय॑वं वृ॒त्रमि॑न्द्र य॒दाव॑धी॒र्वि पुर॒: शम्ब॑रस्य ।
तन्नो॑ मि॒त्रो वरु॑णो मामहन्ता॒मदि॑ति॒: सिन्धु॑: पृथि॒वी उ॒त द्यौः ॥८॥१७

प०– शुष्ण॑म् । पिप्रु॑म् । कुय॑वम् । वृ॒त्रम् । इ॒न्द्र॒ । य॒दा । अव॑धीः । वि । पुर॑: । शम्ब॑रस्य । तत् । नः॒ । मि॒त्रः । वरु॑णः । म॒म॒हन्ता॒म् । अदि॑तिः । सिन्धु॑: । पृ॒थि॒वी । उ॒त । द्यौः ॥८॥१७

અ૦—હે ઇન્દ્ર[1], તેં જ્યારે શુષ્ણ, પિપ્રુ, કુયવ અને વૃત્રને હણ્યા, ત્યારે શંબરનાં નગરો ફોડ્યાં. મિત્ર, વરૂણ, અદિતિ, સમુદ્ર, પૃથિવી અને દ્યુલોક, અમારી તે (પ્રાર્થના)ને પોષો. ૮ (૧૭)

ઇતિ સત્તરમો વર્ગ સમાપ્ત

## सूक्त १०३.

१ जातूभर्मा = जातु = અશનિ, વજ્રધારી, અથવા, જન્મેલ પ્રજાનો પાલણહાર ( जनीप्रादुर्भावे, भर्म = આયુધ ).
२ हेतिम् = આયુધ.
३ सह = બળ.
४ ऊचुषे = उक्तवते स्तुवते यजमानाय = સ્તુતિ કરનાર યજમાનાર્થ.
५ कीर्तेन्यं = कीर्तनीयं = સ્તુત્ય
६ नाम = नामक = નમાવનાર.
७ सूनुः = શત્રુનો પ્રેરયિતા.
८ वमानि = वननीयानि संभजनीयानि धनानि = ઇષ્ટ સંપત્તિ.
९ वेदः = ધન.

१० परिपन्थी = ધાડપાડુ ચોર.
११ प्रेव = પ્રખ્યાત = સુપ્રસિદ્ધ જેવું.
१२ ससन्तम् = स्वपन्तम् मदोन्मत्तम् = સૂતેલ = મદોન્મત્ત ( षसस्वप्ने ).
१३ वयः = ગમનશીલ મરૂતો

## सूक्त १०४.

ऋषि:-આંગિરસ કુત્સ, દેવતા-ઇન્દ્ર; છન્દ:-ત્રિષ્ટુભ્

योनिष्टइन्द्रनिषदेअकारितमानिषीदस्वानोनार्वा ।
विमुच्यावयोवसायाश्वान्दोषावस्तोर्वहीयसःप्रपित्वे ॥१॥

प०- योनिः । ते । इन्द्र । निऽसदे । अकारि । तम् । आ । नि । सीद । स्वानः । न । अर्वा । विऽमुच्य । वयः । अवऽसाय । अश्वान् । दोषा । वस्तोः । वहीयसः । प्रऽपित्वे ॥ १ ॥

अ०—હે ઇન્દ્ર !, ત્હારી બેઠક માટે આ ( વેદિનામનું ) સ્થાન તૈયાર કર્યું છે. ત્યાં તું, હણહણતા અશ્વની પેઠે જલ્દી આવી બેસ. યાગસમય પ્રાપ્ત થયો છે તેથી, તને દિવસ રાત અત્યંત આદરપૂર્વક વહી જનાર અશ્વોને, દોરડું છોડી મોકળા છોડ. १

ओत्येनरइन्द्रमूतयेगुर्नूचित्तान्सद्योअध्वनोजगम्यात् ।
देवासोमन्युंदासस्यश्चम्नन्तेनआवक्षन्सुवितायवर्णम् ॥२॥

प०- ओ इति । त्ये । नरः । इन्द्रम् । ऊतये । गुः । नु । चित् ।

तान् । सद्यः । अध्वनः । जगम्यात् । देवासः । मन्युम् । दासस्य । श्रम्नन् । ते । नः । आ । वक्षन् । सुविताय । वर्णम् ॥ २ ॥

अ०—જે યજમાનો, રક્ષણાર્થે ઇન્દ્રની સમીપમાં જાય છે તેને તે, તત્ક્ષણેજ અનુકૂલ માર્ગને પ્રાપ્ત કરાવો. સર્વ દેવો, અસુરના ક્રોધનો નાશ કરો. તે (દેવો), અમારા યજ્ઞાર્થે, અનિષ્ટ નિવારક (ઇન્દ્ર)ને આણી લાવો. २

अवत्मनाभरतेकेतवेदाअवत्मनाभरतेफेनमुदन् ।
क्षीरेणस्नातःकुयवस्ययोषेहतेतेस्यातांप्रवणेशिफायाः ॥३॥

प०— अवं । त्मना । भरते । केतऽवेदाः । अवं । त्मना । भरते । फेनम् । उदन् । क्षीरेणं । स्नातः । कुयवस्य । योषेइति । हतेइति । ते इति । स्याताम् । प्रवणे । शिफायाः ॥३॥

अ०—(પારકાં) ધનને જાણનાર (કુયવ) પોતેજ, (પારકા ધનનું) હરણ કરે છે. ઉદક વિષે રહી, પોતેજ ફીણવાળા ઉદકનું હરણ કરે છે. કુયવાસુરની બન્ને સ્ત્રીઓ, તે ઉદકવડે સ્નાન કરે છે. તે સ્ત્રીઓ, શિફા નદીના અગાધ પ્રદેશ વિષે નષ્ટ હો. (અર્થાત્ હે ઇન્દ્ર !, તે કુયવ તથા તેની સ્ત્રીનો વધ કર). ૩

युयोपनाभिरुपरस्यायोःप्रपूर्वाभिस्तिरतेराष्टिशूरः ।
अञ्जसीकुलिशीवीरपत्नीपयोहिन्वानाउदभिर्भरन्ते ॥४॥

प०— युयोप । नाभिः । उपरस्य । आयोः । प्र । पूर्वाभिः । तिरते । राष्टि । शूरः । अञ्जसी । कुलिशी । वीरऽपत्नी पयः । हिन्वानाः । उदऽभिः । भरन्ते ॥ ४ ॥

અ૦—ઉદક મધ્યે લપી રહેનાર, તથા ( બીજાઓને ઉપદ્રવ કરવા ) પ્રતઉત કરનાર કુયવાસુરનું નિવાસસ્થાન ગૂઢ હતું. પોતે હરણ કરેલ જળવડે તે ( અસુર ), વૃદ્ધિને પામે છે. તે શૂરો સુશોભિત છે. અ઼ઞ્જસી, કુલિશી અને વીરપત્ની નામની નદીઓ, પોતાના જળવડે પ્રસન્ન કરતી, ઉદકવડે તેને ધારણ કરે છે. ૪

प्रतियत्स्यानीथादर्शिदस्योरोकोनाच्छासदंनंजानतीगांत् । अधस्मानोमघवञ्चर्कृतादिन्मानोंमुघेवंनिष्षपीपरादाः ॥५॥१८॥

प० — प्रति । यत् । स्या । नीथा । अदर्शि । दस्योः । ओकः । न । अच्छ । सदनम् । जानती । गात् । अध । स्म । नः । मघऽवन् । चर्कृतात् । इत् । मा । नः । मघाऽइव । निःऽसपी । परा । दाः ॥ ५ ॥ १८ ॥

અ૦—પોતાના વત્સને ઓળખતી ગાય, જેમ પોતાને વાડે સીધી ચાલી જાય તેમ આ માર્ગ, કુયવાસુરના ઘરની સન્મુખ સીધો જતો દેખાય છે. હવે હે ધનવંતા !, તેણે કરેલા (ઉપદ્રવો)થી, અવશ્ય ( અમારું રક્ષણ કર ). જેમ કોઇ યથેષ્ટચારી લંપટપુરુષ, ધનનો (અસ્થાને) પરિત્યાગ કરે તેમ, તું અમને કરીશ નહીં ૫

ઇતિ અઢારમો વર્ગ સમાપ્ત

सत्वंनइन्द्रसूर्येसोअप्स्वंनागास्त्वआभंजजीवशंसे । मान्तरांभुजमारीरिषोनःश्रद्धितंतेमहतइन्द्रियाय ॥६॥

प०— सः । त्वम् । नः । इन्द्र । सूर्ये । सः । अप्ऽसु । अनागाःऽत्वे । आ । भज । जीवऽशंसे । मा । अन्तराम् । भुजम् । आ । रिरिषः । नः । श्रद्धितम् । ते । महते । इन्द्रियाय ॥६

अ०—હે ઇન્દ્ર !, તે તૂં અમને સૂર્યલોક, જળદેવતાલોક તથા પ્રાણિઓને ઇષ્ટ એવું પાપરહિતપણું, રૂડીરીતે પ્રાપ્ત કરાવ્ય, તૂં, અમારી ગર્ભસ્વરૂપે અંદર રહેલી પ્રજાનો છેક વધ મ કરીશ. ત્હારા મહાન સામર્થ્ય ઉપર અમને શ્રદ્ધા છે. ૬

अधामन्येश्रत्तेअस्माअधायिवृषाचोदस्वमहतेधनाय ।
मानोअकृतेपुरुहूतयोनाविन्द्रक्षुध्यद्भ्योवयआसुतिंदाः ॥७॥

प०— अध । मन्ये । श्रत । ते । अस्मै । अधायि । वृषा । चोदस्व । महते । धनाय । मा । नः । अकृते । पुरुऽहूत । योनौ । इन्द्र । क्षुध्यत्ऽभ्यः । वयः । आऽसुतिम् । दाः ॥७॥

अ०—હે ઈન્દ્ર !, હવે હું તને મનપૂર્વક જાણું છું. ત્હારા આ સામર્થ્ય ઉપર અમને શ્રદ્ધા છે. કામનાનો વરસાવનાર એવો તૂં, અમને શ્રેષ્ઠ સંપત્તિ પ્રત્યે પ્રેરિત કર. હે બહુસ્તુત ઇન્દ્ર !, તૂં અમને ધનશૂન્ય ગૃહવિષે મ સ્થાપિત કર. તૂં, ભૂખ્યા (સ્તોતાઓ)ને અન્ન તથા ક્ષીરાદિક દે. ૭

मानोवधीरिन्द्रमापरादामानःप्रियाभोजनानिप्रमोषीः ।
आण्डामानोमघवञ्छक्रनिर्भेन्मानःपात्राभेत्सहजानुषाणि ॥८॥

प०— मा । नः । वधीः । इन्द्र । मा । परा । दाः । मा । नः । प्रिया । भोजनानि । प्र । मोषीः । आण्डा । मा । नः ।

मघऽवन् । शक्र । नि । मेत् । मा । नः । पैत्री । मेत् । मह्हऽजानुऽपौणि ॥ ८ ॥

अ०—હે ઇન્દ્ર !, તૂ અમારો વધ મ કરીશ. તૂ, અમારો પરિત્યાગ મ કરીશ. તૂ, અમારી પ્રિય ઉપભોગ્ય મ પત્તિનુ હરણ મ કરીશ. હે ધનવતા સર્વ ખર્વશક્ત (ઇન્દ્ર)[1], તૂ, અમારા ગર્ભસ્વરૂપે રહેલા શિશુઓનો નાશ મ કર. અમારા હીંડે તેવડા તથા ઘુંટણીયાભર રીખે તેના શિશુઓનો નાશ મ કર. (૨) અથવા, અમારા સ્થાપિત યજ્ઞ પાત્રોને મ ફોડીશ. ૮

अर्वाङेहिसोमकामंत्वाहुरयंसुतस्तस्यपिबामदाय ।
उरुव्यचाजठरआवृषस्वपितेवनःशृणुहिहूयमानः ॥९॥१९॥

प०— अर्वाङ् । आ । इहि । सोमऽकामम् । त्वा । आहुः । अयम् । सुतः । तस्य । पिब । मदाय । उरुऽव्यचाः । जठरे । आ । वृषस्व । पिताऽइव । नः । शृणुहि । हूयमानः ॥९॥१९

अ०—તૂ, અમારી પાસે આવ. તૂને સોમકામી કહે છે. આ સોમ તૈયાર કર્યો છે. તૂ, હર્ષાર્થ તેનુ પાન કર. પોહોળો થઇ, ત્હારા પેટમા સોમરસ ચોમેર રેડ. તૂને હાંક મારતાં, પિતાની પેઠે અમારી સ્તુતિ સાંભળ. ૯

ઇતિ ઓગણીશમો વર્ગ સમાપ્ત.

सूक्त १०४.

१ निसदे = निसदनायोपवेशनाय = બેઠક માટે
२ स्वान = शेपाशब्दकुर्वन् = હણહણનો ( स्वनशब्दे )
३ वयः = દોરડું. ( बीजसी )

२ अवसाय = विमुच्य = છોડી.
५ वहीयसः = वोढून् = અત્યંત આદરપૂર્વક વહી જનાર. ( वहप्रापणे ).
६ प्रपित्वे = यागकाले प्राप्ते = યજ્ઞસમય પ્રાપ્ત થતાં.
७ दोषा = રાત્રિ.
८ वस्तोः = દિવસ.
९ श्नथन् = मक्षयन्तु = નાશ કરો. ( चमुअदने ).
१० वर्णम् = અનિષ્ટ-નિવારક. ( वृञ्वरणे ).
११ सुमिताय = सुष्ठु प्राप्तव्याय यज्ञाय = યથાર્થ.
१२ केतवेदाः = केतज्ञानं वेदः परेषां धनं येन सः = પર-ધનને જાણનાર.
१३ त्मना = आत्मना = પોતેજ.
१४ उदन् = उदके = ઉદક વિષે.
१५ प्रवणे = निम्ने अगाधप्रदेशे = અગાધ પ્રદેશ વિષે.
१६ उपरस्य = उदकस्य मध्ये सुप्तस्य = ઉદક મધ્યે સૂઈ રહેનારના.
१७ आयोः = ધતઉત કરનારના.
१८ युयोप = गूढमासीत = ગૂઢ હતું. ( युपविमोहने ).
१९ हिन्वानाः = प्रीणयन्त्यः = પ્રસન્ન કરતી.
२० नीथा = नयनहेतुभूतासापदवी = માર્ગ. (णीञ् प्रापणे).
२१ गात् = गता प्राप्ता = પ્રાપ્ત થાય.
२२ चकृतात् = कृतात् = કરેલ.
२३ मघा = ધન.
२४ निष्वपी = निर्गतपणोविनिर्गतदोषो यथेष्टचारी दासीपतिः = યથેષ્ટચારી લંપટ પુરુષ ( निर्गतो स्वपःशेपोयस्यसः ).

२५ जीषशंसे = जीवैः शंसनीये = પ્રાણિઓ વડે કામના કરવા યોગ્ય, ઇષ્ટ
२६ प्रजम् = पालयित्रीं प्रजां = પ્રજાને
२७ आसुति = ક્ષીરાદિક.
२८ वय = અન્ન
२९ अकृते = अनिष्पादिते धनशून्ये = ધનશૂન્ય
३० पराद्धा: = પરિત્યાગ કર.
३१ भोजनानि = ઉપભોગ્ય ધન
३२ आण्डा = ગર્ભ-સ્વરૂપે રહેલ શિશુઓ
३३ पात्रा = पतनसमर्थ = હીંડે તેવડા
३४ सद्धजानुषाणि = ઘુંટણ ભરે રીખે તેવડા ( जानुभ्या यान्ति भूमिं सनन्ति गच्छन्ति ).
३५ उरुव्यचाः = પોહોળો ( उरुव्यचो व्यापनं यस्य स )

---

## सूक्त १०५.

ऋषि–त्रित આપ્ત્ય, અથવા કુત્સ, દેવતા:–વિશ્વેદેવ, છન્દ–૮ યવમધ્યા બૃહતી, ૧૯ ત્રિષ્ટુભ્, અવશિષ્ટ પંક્તિ.

*चन्द्रमाअप्स्वन्तरासुपर्णोधावतेदिवि ।
नवोहिरण्यनेमयःपदंविन्दन्तिविद्युतोवित्तमेअस्यरोदसी ॥१॥

---

* १ त्रित कूपेपतितः । ऋ० सं० १–७–२३. ।
२ कार्तेनियाद्धॠविरहतवतयइति । ऋ० सं० १–७–२४ ।
३ ततएवतालायतस्द्वितीयमभ्यपातयत्ततोत्रितोजा-

प०— चन्द्रमाः। अप्ऽसु। अन्तः। आ। सुऽपर्णः। धावते। दिवि।
न। वः। हिरण्यऽनेमयः। पदम्। विन्दन्ति। विद्युतः।
वित्तम्। मे। अस्य। रोदसीइति॥ १॥

अ०—ઉદકમંડળની અંદર રહી ગતિવાળો, યદ્વા સુષુમ્ના નામના સૂર્યરશ્મિ વડે યુક્ત એવો ચંદ્રમા, દ્યુલોક વિષે એકજ પ્રકારે દોડે છે હે (ચંદ્રમાના) કલ્યાણ સોનેરી કિનાર!, યદ્વા કલ્યાણકારક અને સુંદર કિનાર!, પ્રકાશમાન રશ્મિઓ, તમારા અગ્ર ભાગને પ્રાપ્ત થતાં નથી (અર્થાત્ મારી ઇંદ્રિયો કૂવા વડે આવૃત હોવાથી, તે અગ્રભાગને પામતા નથી તેથી, મને કુવાની બ્હાર કાઢો) હે દ્યાવાપૃથિવી!, મ્હારૂ આ (સ્તોત્ર) લક્ષમાં લ્યો અથવા, (હુ કૂવામાં પડેલો છુ તે) તમે મારૂં આ દુખ જાણો

अर्थमिद्वा उ अर्थिन आ जाया युवते पतिम्।
तुञ्जाते वृष्ण्यं पयः परिदाय रसं दुहे वित्तं मे अस्य रोदसी ॥२॥

---

यतस्तृतीयमभ्यपातयत्ततस्त्रितोजायत यदध्योजायन्तत-
द्वाप्यानामाप्यत्वमिति। तै० ब्रा० ३-२-८।

टीप:—એકત, દ્વિત અને ત્રિત નામના ત્રણ ઋષિ તૃષાતુર થતા, ત્રિતે એક કુવામાંથી પોતે પાણી પીને બીજાને પાન કરાવ્યું તે બન્નેએ, જળપાન કરી તે ત્રિતનું ધન હરણ કરી લઇ, તેને કુવામાં નાખ્યો, અને તે કુવા ઉપર રથનું પૈડું ઢાંક્યુ તે વખતે ત્રિતે, દેવોની આ સૂક્ત વડે પ્રાર્થના કરી.

प०– अर्थम् । इत् । वै । ऊम् इति । अर्थिनः । आ । जाया । युवते । पतिम् । तुञ्जाते इति । वृष्ण्यम् । पयः । परिदाय । रसम् । दुहे । वित्तम् । मे । अस्य । रोदसी इति ॥ २ ॥

अ०—ધનની અપેક્ષાવાળા પુરૂષો, નિશ્ચે ધનને પ્રાપ્ત કરે છે ભાર્યા, પોતાના પતિને પ્રાપ્ત કરે છે (મારી સ્ત્રી મારા વિરહથી મરી જશે) તે સ્ત્રીપુરૂષ, (પરસ્પર મૈથુન કરી) વીર્યરૂપી ઉદકને પ્રેરે છે. (તે પછી) તે વીર્યને ગર્ભસ્વરૂપે ધારણ કરી, પુત્રોત્પાદન કરે છે. (મને તો પુત્રોત્પાદન થશે નહીં) હે દ્યાવાપૃથિવી !, તમે મ્હારૂ આ દુઃખ જાણો. ૨

*मोषुदेवाअदःस्वरवपादिदिवस्परि ।
मासोम्यस्यशंभुवःशूनेभूमकदाचनवित्तंमेअस्यरोदसी ॥३॥

प०– मो इति । सु । देवाः । अदः । स्वः । अव । पादि । दिवः । परि । मा । सोम्यस्य । शम्ऽभुवः । शूने । भूम । कदा । चन । वित्तम् । मे । अस्य । रोदसी इति ॥ ३ ॥

अ०—હે દેવો !, સ્વર્ગ વિષે હોનાર, અને દ્યુલોકના ઉપર હોનાર અમારા પિતૃઓ–આદિને, નિશ્ચે ભ્રષ્ટ મ કર. અમે, સોમપાન કરવાને યોગ્ય પિતૃગણને સુખ આપનાર (પુત્ર)થી શૂન્ય મ હોઇએ. હે દ્યાવાપૃથિવી !, તમે આ મારૂ (સ્તોત્ર) લક્ષમા લ્યો. ૩

---

* नापुत्रस्यलोकोस्ति । ऐ० ब्रा० ७-१३. ।

*यज्ञंपृच्छाम्यव॒मंसतद्दूतोविवोचति ।
क्वऋ॒तंपूर्व्यंगतंकस्तद्बिभर्तिनूतनोवित्तंमेअ॒स्यरोदसी ॥४॥

प०— यज्ञम् । पृच्छामि । अवमम् । सः । तत् । दूतः । वि । वोचति । क्व । ऋतम् । पूर्व्यम् । गतम् । कः । तत् । बिभर्ति । नूतनः । वित्तम् । मे । अस्य । रोदसी इति ॥४॥

અ૦—પૂજ્ય, દેવોના-આદિભૂત-(અગ્નિ)ને હું પૂછું છઉં તે, દેવદૂત એવો તે, મને વિવેક કરી કહે તે પૂર્વે (સ્તોતાઓ અર્થે), શ્રેયસ કરેલું તે કયાં ગયું ? બીજો કયો નવતર (દેવ), તે શ્રેયસને ધારણ કરે છે ? હે દ્યાવાપૃથિવી !, તમે મારૂં આ (સ્તોત્ર) લક્ષમાં લ્યો ૪

अ॒मीयेदे॑वा॒स्थन॑त्रि॒ष्वारो॑च॒नेदि॒वः ।
कद्व॑ऋ॒तंकदनृ॑तंक्व॑प्र॒त्नाव॒आहु॑ति॒र्वि॒त्तंमे॑अ॒स्यरो॑दसी ॥५॥२०॥

प०— अमी इति । ये । देवाः । स्थन । त्रिषु । आ । रोचने । दिवः । कत् । वः । ऋतम् । कत् । अनृतम् । क्व । प्रत्ना । वः । आऽहुतिः । वित्तम् । मे । अस्य । रोदसी इति ॥५।२०

અ૦—હે દેવો !, સૂર્યપ્રકાશ્ય ત્રણે સ્થાન વિષે જે તમે રહો છો તે તમારૂં (સ્તોતાવિષયક) સત્ય કયાં છે ?, (શત્રુવિષયક) અસત્ય કયાં છે ? તમને અર્પણ કરેલ પુરાતન આહુતિ કયાં છે ? હે દ્યાવાપૃથિવી !, તમે મારૂં આ (સ્તોત્ર) લક્ષમાં લ્યો ५

ઇતિ વીશમો વર્ગ સમાપ્ત.

---

* १ अग्निर्मुखंप्रथमोदेवतानाम् । ऐ० ब्रा० १-४. ।
२ अग्निर्वैदेवानामवमम् । तै० ब्रा० १-१ ।

कद्वऋतस्यधर्णसिकद्वरुणस्यचक्षणम् ।
कदर्यम्णोमहस्पथातिक्रामेमदूढ्योवित्तंमेअस्यरोदसी ॥६॥

प०— कत् । वः । ऋतस्य । धर्णसि । कत् । वरुणस्य । चक्षणम् ।
कत् । अर्यम्णः । महः । पथा । अति । क्रामेम । दुःऽध्यः ।
वित्तम् । मे । अस्य । रोदसी इति ॥ ६ ॥

અ૦—( હે દેવો )!, તમારું ( ઇષ્ટફલપ્રાપ્તિ રૂપી ) સત્યનું ધારણ ક્યાં ગયું ?. વરૂણની અનુગ્રહ દૃષ્ટિ ક્યાં ગઇ ?. ( અરિઓના નિયન્તા એવા ) મહાન **અર્યમાનો** ( ઇષ્ટસ્થાન પમાડનાર ) માર્ગ ક્યાં ગયો ?. અમે દુષ્ટ બુદ્ધિવાળા શત્રુનું ઉલ્લંઘન કરીએ. હે **દ્યાવાપૃથિવી** !, તમે આ મારું (સ્તોત્ર) લક્ષમાં લ્યો. ૬

अहंसोअस्मियःपुरासुतेवदामिकानिचित् ।
तंमाव्यन्त्याध्योवृकोनतृष्णजंमृगंवित्तंमेअस्यरोदसी ॥७॥

प०— अहम् । सः । अस्मि । यः । पुरा । सुते । वदामि । कानि ।
चित् । तम् । मा । व्यन्ति । आऽध्यः । वृकः । न ।
तृष्णऽजम् । मृगम् । वित्तम् । मे । अस्य । रोदसी इति ॥७॥

અ૦—( હે દેવો )!, જ્યારે પૂર્વે સોમરસ કાઢી કેટલાંક સ્તોત્રો ગાયેલાં તેજ હું છઉં, ( તો મારો પરિત્યાગ કેમ કરો છો )?. ઉદક પ્રત્યે જનાર તૃષાર્ત મૃગને જેમ વરૂ ભક્ષણ કરી જાય તેમ, (પુત્રાદિની અપ્રાપ્તિને લઇ) માનસિક વ્યથા, મને ભક્ષણ કરે છે. હે **દ્યાવાપૃથિવી** !, તમે આ મારું (સ્તોત્ર) લક્ષમાં લ્યો ૭

मंमातपन्त्यभितःसपत्नीरिवपर्शवः ।
मूषोनशिश्नाव्यदन्तिमाध्यःस्तोतारंतेशतक्रतोवित्तंमेअस्यरोदसी ॥ ८

प०— सम् । मा । तपन्ति । अभितः । सपत्नीः इव । पर्शवः । मूषः । न । शिश्ना । वि । अदन्ति । मा । आऽध्यः । स्तोतारम् । ते । शतक्रतो इति शतऽक्रतो । वित्तम् । मे । अस्य । रोदसी इति ॥ ८ ॥

अ०— (હે ઇન્દ્ર !), શોકયોની પેઠે, પર્શુસ્થાનીય–પાસળારૂપ–કૂવાની ભીંતો મને ચોમેર સતાપે છે. હે સેંકડો પરાક્રમવાળા, વા બહુવિધ પ્રજ્ઞાવાળા (ઇન્દ્ર) !, ઉંદર, જેમ અન્નરસ વડે લીંપાએલ સૂત્રોને, યથવા પોતાની ધીથી લીપાએલ પુછડીને ચાટે, તેમ તારા–સ્તોતા–હુ તેને, આધિઓ ખાઇ જાય છે હે દ્યાવાપૃથિવી !, આ મારૂં (સ્તોત્ર) લક્ષમા લ્યો. ૮

अमीयेसप्तरश्मयस्तत्रामेनाभिरातता ।
त्रितस्तद्वेदाप्त्यःसजामित्वायरेभतिवित्तंमेअस्यरोदसी ॥९॥

प०— अमी इति । ये । सप्त । रश्मयः । तत्र । मे । नाभिः । आऽतता । त्रितः । तत् । वेद । आप्त्यः । सः । जामिऽत्वाय । रेभति । वित्तम् । मे । अस्य । रोदसी इति ॥ ९ ॥

अ०— જે આ સાત (સૂર્યના) કિરણો છે તે વિષે, (સાત પ્રાણ–સ્વરૂપે) મારી નાભિ બાંધેલી છે **ત્રિત આપ્ત્ય ઋષિ**, તે (પૂર્વોક્ત વૃત્તાંત) જાણે છે તે કુવામાંથી બ્હાર નીકળવા

તે કિરણોની સ્તુતિ કરે છે. હે દ્યાવાપૃથિવી !, તમે આ મારૂં (સ્તોત્ર) લક્ષમાં લ્યો. ૯

*अमीयेपंचोक्षणोमध्येतस्थुर्महोदिवः ।
देवत्रानुप्रवाच्यंसध्रीचीनानिवावृतुर्वित्तंमेअस्यरोदसी ।।१०।।२१

प०— अमी इति । ये । पंच । उक्षणः । मध्ये । तस्थुः । महः । दिवः । देवत्रा । नु । प्रऽवाच्यम् । सध्रीचीनाः । नि । ववृतुः । वित्तम् । मे । अस्य । रोदसी इति ।।१०।।२१।।

अ०—આ જે પાંચ કામનાના વરસાવનાર (દેવો), વિસ્તીર્ણ દ્યુલોક મધ્યે રહેલા છે તેઓ, દેવો મધ્યે છેક પ્રશંસનીય એવા મારા સ્તોત્ર પ્રત્યે, એકદમ આગમન કરે છે, (અને તે પછી તૃપ્ત થઈ), નિવૃત્ત થાય છે. હે દ્યાવાપૃથિવી !, તમે આ મારૂં (સ્તોત્ર) લક્ષમાં લ્યો. ૧૦

ઇતિ એકવીશમો વર્ગ સમાપ્ત.

सुपर्णाएतआसतेमध्यआरोधनेदिवः ।
तेसेधन्तिपथोवृकंतरन्तंयह्वतीरपोवित्तंमेअस्यरोदसी ।।११।।

प०— सुऽपर्णाः । एते । आसते । मध्ये । आऽरोधने । दिवः । ते । सेधन्ति । पथः । वृकम् । तरन्तम् । यह्वतीः । अपः । वित्तम् । मे । अस्य । रोदसी इति ।। ११ ।।

अ०—આ સૂર્યના કિરણો, સર્વવ્યાપક દ્યુલોક મધ્યે રહેલા છે તે, (ત્રિતનું ભક્ષણ કરવા) અગાધ જળને તરનાર વરૂને માર્ગમાંથી નિવૃત્ત કરે છે હે દ્યાવાપૃથિવી !, તમે આ મારૂં (સ્તોત્ર) લક્ષમાં લ્યો. ૧૧

नव्युतदुक्थ्यँहितंदेवासःसुप्रवाचनम् ।
ऋतमर्षन्तिसिन्धवःसत्यंतातानसूर्योवित्तंमेअस्यरोदसी ॥१२॥

प०— नव्यम् । तत् । उक्थ्यम् । हितम् । देवांस । सुप्रवाचनम् । ऋतम् । अर्षन्ति । सिन्धवः । सत्यम् । ततान । सूर्यः । वित्तम् । मे । अस्य । रोदसी इति ॥ १२ ॥

अ०—हे देवो !, नदीओ (सर्वदा अविच्छिन्न) उदक वहेवडावे छे, अने सूर्य पोताना सर्वदा विद्यमान तेजने विस्तारे छे ते नवतर प्रशंसनीय अने स्तुत्य वर्णनीय सामर्थ्य, तमो विषे रहेलुं छे हे द्यावापृथिवी !, तमे आ मारुं (स्तोत्र) लक्षमां ल्यो १२

अग्नेतवत्यदुक्थ्यँदेवेष्वस्त्याप्यम् ।
सनःसत्तोमनुष्वदादेवान्यक्षिविदुष्टरोवित्तंमेअस्यरोदसी॥१३॥

प०— अग्ने । तव । त्यत् । उक्थ्यम् । देवेषु । अस्ति । आप्यम् । सः । नः । सत्तः । मनुष्वत् । आ । देवान् । यक्षि । विदुःऽतरः । वित्तम् । मे । अस्य । रोदसी इति ॥ १३ ॥

अ०—हे अग्ने !, देवो मध्ये त्हारुं ते प्रशंसनीय बांधवपणुं, श्रुति प्रसिद्ध छे (तेथी) असत विद्वान एवो तुं, मनुना यज्ञनी पेठे अमारा यज्ञ विषे बेसी देवोनुं शास्त्रमर्यादा-पूर्वक यजन कर हे द्यावापृथिवी !, तमे आ मारुं (स्तोत्र) लक्षमां ल्यो १३

सत्तोहोतामनुष्वदादेवाँअच्छाविदुष्टरः ।
अग्निर्हव्यासुषूदतिदेवोदेवेषुमेधिरोवित्तंमेअस्यरोदसी ॥१४॥

प०— सत्तः । होता । मनुष्वत् । आ । देवान् । अच्छ । विदुः-
ऽतरः । अग्निः । हव्या । सुसूदति । देवः । देवेषु । मेधिरः ।
वित्तम् । मे । अस्य । रोदसी इति ॥ १४ ॥

અ૦—મનુના યજ્ઞની પેઠે અમારા યજ્ઞમાં બેસનાર, દેવોનું આહ્વાન કરનાર, અત્યંત વિદ્વાન, નાનાદિ-ગુણયુક્ત, સર્વ દેવો મધ્યે બુદ્ધિમાન એવો અગ્નિ, અમારા હવિને શાસ્ત્રમર્યાદાપૂર્વક દેવાભિમુખ પ્રેરો. હે દ્યાવાપૃથિવી !, તમે આ મારું (સ્તોત્ર) લક્ષમાં લ્યો. ૧૪

ब्रह्माकृणोतिवरुणोगातुविदंतमीमहे ।
व्यूर्णोतिहृदामतिंनव्योजायतामृतंवित्तंमेअस्यरोदसी ।१५॥२२

प०— ब्रह्म । कृणोति । वरुणः । गातुऽविदम् । तम् । ईमहे । वि ।
ऊर्णोति । हृदा । मतिम् । नव्यः । जायताम् । ऋतम् । वि-
त्तम् । मे । अस्य । रोदसी इति ॥ १५ ॥ २२ ॥

અ૦—જે સંપત્તિનું રક્ષણ કરે છે તે દુઃખનિવારક માર્ગને પ્રાપ્ત કરાવનાર વરૂણ પાસે અમે, ઇષ્ટફળની પ્રાર્થના કરીએ છીએ. ( આ અમારો સ્તોતા ), હૃદયપૂર્વક તેની મનનીય સ્તુતિ પ્રગટ કરે છે. તે સ્તુત્ય ( વરૂણ ), અમને સત્ય-સિદ્ધ હો. હે દ્યાવાપૃથિવી !, તમે આ મારું (સ્તોત્ર) લક્ષમાં લ્યો. ૧૫

ઇતિ બાવીશમો વર્ગ સમાપ્ત.

*असौयःपन्थाआदित्योदिविप्रवाच्यंकृतः ।
नसदेवाअतिक्रमेतंमर्तासोनपश्यथवित्तंमेअस्यरोदसी ॥१६॥

---

* सूर्यद्वारेणतेविरजाःप्रयान्ति इति ॥.

प०— असौ । यः । पन्थाः । आदित्यः । दिवि । प्रऽवाच्यम् । कृतः । न । सः । देवाः । अतिऽक्रमे । तम् । मर्तासः । न । पश्यथ । वित्तम् । मे । अस्य । रोदसी इति ॥ १६ ॥

અ૦—સતતગામી, પંથા ( અંતરીક્ષ પ્રત્યે પ્રયાણ કરનાર ઉપાસ-કોનો ) માર્ગભૂત એવો જે આદિત્ય, દ્યુલોક મધ્યે પ્રકૃષ્ટ રીતે સ્થાપિત કરેલો છે તેનું અતિક્રમણ કરવાને હે દેવો !, તમે શક્તિમાન નથી. હે ( પાપી ) મનુષ્યો !, ( એકત તથા દ્વિત ), તમે તે સૂર્યને જોતા નથી. હે દ્યાવાપૃથિવી !, તમે આ મારું (સ્તોત્ર) લક્ષમાં લ્યો. ૧૬

त्रितः कूपेऽवहितो देवान्हवत ऊतये ।
तच्छुश्राव बृहस्पतिः कृण्वन्नंहूरणादुरु वित्तं मे अस्य रोदसी ॥१७॥

प०— त्रितः । कूपे । अवऽहितः । देवान् । हवते । ऊतये । तत् । शुश्राव । बृहस्पतिः । कृण्वन् । अंहूरणात् । उरु । वित्तम् । मे । अस्य । रोदसी इति ॥ १७ ॥

અ૦—કુવામાં પાડેલ ત્રિતે, રક્ષણાર્થ દેવોની સ્તુતિ કરી તે બૃહ-સ્પતિએ સાંભળી, અને તેણે તેને સંકટમાંથી ઓધારી વિશાળ કલ્યાણ કર્યું. હે દ્યાવાપૃથિવી !, તમે આ મારું (સ્તોત્ર) લક્ષમાં લ્યો. ૧૭

अरुणो मा सकृद्वृकः पथा यन्तं ददर्श हि ।
उज्जिहीते निचाय्या तष्टेव पृष्ट्यामयी वित्तं मे अस्य रोदसी ॥१८॥

प०— अरुणः । मा । सकृत् । वृकः । पथा । यन्तम् । ददर्श ।

हि । रत् । जिह्वाति । निःचाय्यं । तष्टाइव । पृष्टिऽअ-
मयी । वित्तम् । मे । अस्य । रोदसी इति ॥ १८ ॥

अ०—લોહિતવર્ણના વરૂએ, મને એકવાર માર્ગે જતા જોયો અને મને જોઇને, ( પરિશ્રમથી ) પીઠ ભરાઇ જતા સુતાર ઉભો થાય તેમ (ખાઇ જવા) ઉભો થયો અથવા, (૨) માસાદિકનો મપાદક એવો ચંદ્રમા, આકાશમાર્ગે જનારું નક્ષત્ર ગણને જોઇ તેને ભેટે છે, પણ તે મારી સમીપમા આવતો નથી હે દ્યાવાપૃથિવી !, તમે આ મારૂ (સ્તોત્ર) લક્ષમા લ્યો ૧૮

एनाङ्गूषेण वयमिन्द्रवन्तोऽभि ष्याम वृजने सर्ववीराः ।
तन्नो मित्रो वरुणो मामहन्तामदितिः सिन्धुः पृथिवी उत द्यौः ॥१९॥२३॥

प०— एना । आङ्गूषेण । वयम् । इन्द्रवन्त । अभि । स्याम । वृजने । सर्वऽवीरा । तत् । न । मित्र । वरुण । ममह-न्ताम् । अदिति । सिन्धु । पृथिवी । उत । द्यौ ॥१९॥२३

अ०—આ ગાનાયોગ્ય સ્તોત્ર વડે ઇન્દ્રનો અનુગ્રહ મેળવી, પુત્ર-પૌત્રાદિક વડે યુક્ત થઇ, અમે સંગ્રામ વિષે શત્રુનો પરાભવ કરીએ મિત્ર, વરૂણ, અદિતિ, સમુદ્ર, પૃથિવી, અને દ્યુલોક, અમારી તે ( પ્રાર્થના ) ને પોષો ૧૯

ઇતિ ત્રેવીશમો વર્ગ સમાપ્ત

## सूक्त १०५.

१ विद्युत = विद्योतमाना रश्मय = પ્રકાશમાન રશ્મિઓ.
२ तुञ्जाते ~ પ્રેરે છે
३ मोषु = मैव = નહીંજ.

४ स्थ = સ્વર્ગે હોનાર

५ अवपादि = अवपन्न विपन्न प्रभ्रष्ट = ભ્રષ્ટ

६ शूने = अपगमने = શૂન્ય ( टुओश्विगतिवृद्धौ )

७ अवमम = આદિભૂત

८ वरुण = અનિષ્ટ–નિવારક દેવ

९ धर्णसि = ધારણ ( धृञ् धारणे )

१० अर्यमा = अरीणां नियन्ता = શત્રુનો નિયન્તા દેવ.

११ व्यन्ति = ભક્ષણ કરે છે. ( वीगत्यादौ )

१२ पर्शान = પર્શુસ્થાનીય એવી કુવાની ભીંતિ

१३ शिक्षा = અન્નરસ નિપ્ત સૂત્રો, અથવા, કૃતલિપ્ત પુરુષ.
( शणाशौचे )

१४ जामित्वाय = कूपान्निर्गन्तव्याय = કુવાની બહાર નીકળવા.
समतिगच्छतीतिजामि )

१५ रेभति = સ્તુતિ કરે છે ( रेभृ शब्दे )

१६ त्रित = तीर्णतमस्तिरस्कृतोज्ञान = ત્રિત

१७ उक्षण = सेक्तार = કામનાનો વરસાવનાર

१८ सध्रीचीना = सहाञ्चन्तो युगपदागच्छन्त = એકદમ
આગમન કરે છે ( अञ्चु गतौ )

१९ आरोधने = सर्वस्यावरके व्याप्ते = સર્વવ્યાપક
( आध्रियतेनेनत्याराधन )

२० महती = મહાન

२१ सेधन्ति = निषेधन्ति निवारयन्ति = નિવારે છે

२२ अर्पयन्ति = પ્રેરે છે

२३ विदुष्टर = અત્યંત વિદ્વાન

२४ सत्त = निषण्ण = બેસી

२५ सुसूदति = પ્રેરે ( पूदक्षरणे )

२६ गातुविदम् = માર્ગને પ્રાપ્ત કરાવનાર.
२७ व्यूर्णोति = विवृणोति = પ્રગટ કરે છે.
२८ अवहितः = पातितः = પાડેલ.
२९ अंहूरणात् = अंहसः पापरूपात् अस्मात् कूपपातात् = સંકટમાંથી. ( अहिगतौ ).
३० निचाय्य = જોઈને. ( चायृदर्शने ).
३१ पृष्ट्यामयी = આમથી અર્થાત્ ( પરિશ્રમ ) ભરાઈ ગએલ પીઠવાળો.
३२ उदुञ्जिहीते = उद्गच्छति = ઉભો થાય. (ओहाङ्गतौ).
३३ आंगूषेण = આઘોષણ યોગ્ય સ્તોત્ર વડે.

---

## सूक्त १०६.

ઋષિઃ—આંગિરસ કુત્સ; દેવતાઃ—વિશ્વદેવ; છન્દઃ—૧–૬ જગતી, ૭ ત્રિષ્ટુભ્.

इन्द्रंमित्रंवरुणमग्निमूतयेमारुतंशर्धोअदितिंहवामहे ।
रथंनदुर्गाद्वसवःसुदानवोविश्वस्मान्नोअंहसोनिष्पिपर्तन ॥१॥

प०— इन्द्रम् । मित्रं । वरुणम् । अग्निम् । ऊतये । मारुतम् । शर्धः । अदितिम् । हवामहे । रथम् । न । दुःऽगात् । वसवः । सुऽदानवः । विश्वस्मात् । नः । अंहसः । निः । पिपर्तन ॥१॥

अ०—અમે ઇન્દ્ર, મિત્ર, વરૂણ, અગ્નિ અને મરૂદ્ગણ અને અદિતિને, રક્ષણાર્થ આહ્વાન કરીએ છીએ. સંપત્તિના નિવાસરૂપ અને દાનશૂર દેવો. (સારથિયો) રથને જેમ દુર્ગમ પ્રદેશમાંથી ઉગારે, તેમ અમને સર્વ સંકટથી ઉગારો. ૧

तआदित्याआगतासर्वतातयेभूतदेवावृत्रतूर्येषुशंभुवः ।
रथंनदुर्गाद्वसवःसुदानवोविश्वस्मान्नोअंहसोनिष्पिपर्तन ॥२॥

प०— ते । आदित्याः । आ । गत । सर्वऽतातये । भूत । देवाः ।
वृत्रऽतूर्येषु । शम्ऽभुवः । रथम् । न । दुःऽगात् । वसवः ।
सुऽदानवः । विश्वस्मात् । नः । अंहसः । निः । पिपर्तन ॥२॥

अ०—હે દેવો !, તમે યુદ્ધ વિષે અમને સહાય્ય કરવા પધારો.
સંગ્રામ વિષે, તમે અમને સુખ દેનાર હો (સારથિયો) રથને
જેમ ઉગારે, તેમ તમે અમને સર્વ સંકટથી ઉગારો. ૨.

अवन्तुनःपितरःसुप्रवाचनाउतदेवीदेवपुत्रेऋतावृधा ।
रथंनदुर्गाद्वसवःसुदानवोविश्वस्मान्नोअंहसोनिष्पिपर्तन ॥३॥

प०— अवन्तु । नः । पितरः । सुऽप्रवाचनाः । उत । देवी इति ।
देवपुत्रेइति देवऽपुत्रे । ऋतऽवृधा । रथम् । न । दुःऽगात् ।
वसवः । सुऽदानवः । विश्वस्मात् । नः । अंहसः । निः ।
पिपर्तन ॥ ३ ॥

अ०—પુણ્યશ્લોક પિતૃઓ, અમારું રક્ષણ કરો. વળી, સત્ય વા
યજ્ઞને વૃદ્ધિંગત કરનારા દેવમાતા દ્યાવાપૃથિવી, અમારું રક્ષણ
કરો. સંપત્તિના નિવાસરૂપ, દાનશૂર દેવો, (સારથિઓ)
રથને જેમ દુર્ગમ્ય (ખાડાખડિયાવાળા) પ્રદેશમાંથી ઉગારે,
તેમ અમને સર્વસંકટથી ઉગારો. ૩

नराशंसंवाजिनंवाजयन्निहक्षयद्वीरंपूषणंसुम्नैरीमहे ।
रथंनदुर्गाद्वसवःसुदानवोविश्वस्मान्नोअंहसोनिष्पिपर्तन ॥४॥

प०— नराशंसम् । वाजिनम् । वाजयन् । इह । क्षयत्ऽवीरम् । पूषणम् । सुम्नैः । ईमहे । रथम् । न । दुःऽगात् । वसवः । सुऽदानवः । विश्वस्मात् । नः । अंहसः । निः । पिपर्तन ॥४॥

અ०—મનુષ્યોને સ્તુતિ કરવા યોગ્ય, અન્નસંપન્ન (અગ્નિ)ને પ્રજ્વલિત કરી, આજે (હું તેની સ્તુતિ કરૂં છું.) અત્યંત બલવાન પૂષાદેવની અમે, રૂડાં સ્તોત્રો વડે પ્રાર્થના કરીએ છીએ. સંપત્તિના નિવાસરૂપ, દાનશૂર દેવો, (સારથિઓ) જેમ રથને દુર્ગમ્ય પ્રદેશમાંથી ઉગારે, તેમ અમને સર્વ સંકટથી ઉગારો. ૪

बृहस्पते सदमिन्नः सुगं कृधि शंयोर्यत्ते मनुर्हितं तदीमहे ।
रथं न दुर्गाद्वसवः सुदानवो विश्वस्मान्नो अंहसो निष्पिपर्तन ॥५॥

प०— बृहस्पते । सदम् । इत् । नः । सुऽगम् । कृधि । शम् । योः । यत् । ते । मनुःऽहितम् । तत् । ईमहे । रथम् । न । दुःऽगात् । वसवः । सुऽदानवः । विश्वस्मात् । नः । अंहसः । निः । पिपर्तन ॥ ५ ॥

અ०—હે બૃહસ્પતે !, તું અમને સદૈવ સુખ દે. બ્રહ્માએ તું વિષે સ્થાપેલ, યથ્વા મનુષ્યોને અનુકૂલ એવી જે ત્હારી રોગોપશાંતિ તથા ભયનાશ, તેની અમે પ્રાર્થના કરીએ છીએ. સંપત્તિના નિવાસરૂપ, દાનશૂર દેવો, (સારથિઓ) જેમ રથને દુર્ગમ્ય પ્રદેશમાંથી ઉગારે, તેમ અમને સર્વસંકટથી ઉગારો. ૫

इन्द्रं कुत्सो वृत्रहणं शचीपतिं काटे निबाळ्ह ऋषिरह्वदूतये ।
रथं न दुर्गाद्वसवः सुदानवो विश्वस्मान्नो अंहसो निष्पिपर्तन ॥६॥

प०— इन्द्रम् । कुत्सः । वृत्रऽहनम् । शचीऽपतिम् । काटे । निऽबाळ्हः । ऋषिः । अह्वत् । ऊतये । रथम् । न । दुःऽगात् । वसवः । सुऽदानवः । विश्वस्मात् । नः । अंहसः । निः । पिपर्तन ॥ ६ ॥

अ०—કુવામાં પડેલ કુત્સ ઋષિએ, વૃત્રહન્તા તથા સર્વ કર્મના પાલણહાર, યજ્વા શચીના ભર્તા ઇન્દ્રના રક્ષણાર્થ સ્તુતિ કરી. સંપત્તિના નિવાસરૂપ, દાનશૂર દેવો, (સારથિયો) જેમ રથને દુર્ગમ્ય પ્રદેશમાંથી ઉગારે, તેમ અમને સર્વસંકટથી ઉગારો. ६

देवैर्नो देव्यदितिर्नि पातु देवस्त्राता त्रायतामप्रयुच्छन् ।
तन्नो मित्रो वरुणो मामहन्तामदितिः सिन्धुः पृथिवी उत द्यौः ॥७॥२४

प०— देवैः । नः । देवी । अदितिः । नि । पातु । देवः । त्राता । त्रायताम् । अप्रऽयुच्छन् । तत् । नः । मित्रः । वरुणः । ममहन्ताम् । अदितिः । सिन्धुः । पृथिवी । उत । द्यौः ॥७॥२४

अ०—દેવો સહ દેવી અદિતિ, અમારું અત્યંત રક્ષણ કરો. દેદીપ્યમાન, સર્વરક્ષક (એવા સવિતાદેવ), પ્રમાદ કર્યા વિના અમારું પાલન કરો. મિત્ર, વરૂણ, અદિતિ, સમુદ્ર, પૃથિવી અને દ્યુલોક, અમારી તે (પ્રાર્થના)ને પોષો. ७

ઇતિ ચોવીશમો વર્ગ સમાપ્ત.

सूक्त १०६.

२ सर्वं गातये = सर्वैर्वीरपुरुषैस्ततायविस्तरिताय— युद्ध विषे.

२ पृत्सुतूर्येषु = संग्राम विषे.

३ शर्धः = मरुत्समूहरूपबलं = मरुद्गण.
४ वसवः = निवासयितारः = संपत्तिनो निवासरूप.
५ शुभ्रयावानः = पुण्यश्लोक.
६ वाजयन् = वर्द्धयन् प्रज्वलयन् = प्रज्वलित करी.
७ क्षयद्वीरम् = अत्यंत बलवान.
८ सुगं = सुख.
९ योः = भयानांयावनं पृथक्करणं = भयनाश.
१० कार्टे = कुवामां.
११ निबाळ्हः = निपतितः = पडेल. ( बाहृप्रयत्ने ).
१२ अप्रयुच्छन् = अप्रमाद्यन् = प्रमाद कर्या विना. ( युच्छ-प्रमादे ).

---

## सूक्त १०७.

ऋषिः—आंगिरस कुत्स, देवताः—विश्वदेव, छन्दः—त्रिष्टुभ्.

यज्ञो॑ दे॒वानां॒ प्रत्ये॑ति सु॒म्नमादि॑त्यासो॒ भव॑ता मृळ॒यन्तः॑ ।
आ वो॒ऽर्वाची॑ सुम॒तिर्व॑वृत्याद॒ंहोश्चि॒द्या व॑रिवो॒वित्त॒रास॑त् ॥१॥

प०— य॒ज्ञः । दे॒वाना॑म् । प्रति॑ । ए॒ति॒ । सु॒म्नम् । आदि॑त्यासः । भव॑त । मृ॒ळयन्तः॑ । आ । वः॒ । अ॒र्वाची॑ । सु॒ऽम॒तिः । व॒वृ॒त्या॒त् । अं॒होः । चि॒त् । या । व॒रि॒वो॒वित्ऽत॑रा । अस॑त् ॥१॥

अ०—यज्ञ, देवोने सुख पमाडो. हे आदित्यो !, तमे अमने सुख पमाडो. जे, दरिद्री पुरुषने पण अतिशय धन देनार होय. तेवी कृपादृष्टि, अमारी अभिमुख वळो. १

उपनोदेवाअवसागमन्त्वंगिरसांसामभिःस्तूयमानाः ।
इन्द्रइन्द्रियैर्मरुतोमरुद्भिरादित्यैर्नोअदितिःशर्मयंसत् ॥२॥

प०— उप । नः । देवाः । अवसा । आ । गमन्तु । अंगिरसाम् । सामऽभिः । स्तूयमानाः । इन्द्रः । इन्द्रियैः । मरुतः । मरुत्ऽभिः । आदित्यैः । नः । अदितिः । शर्म । यंसत् ॥ २ ॥

अ०—અંગિરસોનાં ગાયેલ મંત્રોવડે સ્તુતિ કરાતા દેવો, રક્ષણ વા અન્નસહ, અમને પ્રાપ્ત હો. ઇન્દ્ર, પોતાનાં ધન સહ, (ઓગણપચાશ) મરૂત, (પ્રાણાદિ) મરૂતો સહ, અને અદિતિ, આદિત્યો સહ અમને સુખ દ્યો. ૨

तन्नइन्द्रस्तद्वरुणस्तदग्निस्तदर्यमातत्सविताचनोधात् ।
तन्नोमित्रोवरुणोमामहन्तामदितिःसिन्धुःपृथिवीउतद्यौः ॥३॥२८

प०— तत् । नः । इन्द्रः । तत् । वरुणः । तत् । अग्निः । तत् । अर्यमा । तत् । सविता । चनः । धात् । तत् । नः । मित्रः । वरुणः । ममहन्ताम् । अदितिः । सिन्धुः । पृथिवी । उत । द्यौः ॥ ३ ॥ २९ ॥

अ०—ઇન્દ્ર, અમને તે અન્ન દ્યો. વરૂણ, અગ્નિ, અર્યમા, સવિતા, અમને તે અન્ન દ્યો. મિત્ર, વરૂણ, અદિતિ, સમુદ્ર, અને દ્યુલોક, અમારી તે (પ્રાર્થના)ને પોષો. ૩

ઇતિ પચીશમો વર્ગ સમાપ્ત.

सूक्त १०७.

१ अहोश्चित् = दारिद्र्यमपिप्राप्तस्यपुरुषस्य = દરિદ્રીને પણ.

२ वरिवोवित्तरा = અતિશય ધન પ્રાપ્ત કરાવનાર ( विद्लृलाभे )
३ अर्वाची = અભિમુખ
४ इन्द्रियै = ધન મહ
५ धनः = અન્ન. ( धायतेरन्ने )

---

## सूक्त १०८.

ઋષિ—આંગિરસ કુત્સ, દેવતા—ઈન્દ્રાગ્ની, છન્દ—ત્રિષ્ટુભ્

य इन्द्राग्नी चित्रतमो रथो वामभि विश्वानि भुवनानि चष्टे ।
तेना यातं सरथं तस्थिवांसाथा सोमस्य पिबतं सुतस्य ॥१॥

प०— यः । इन्द्राग्नी इति । चित्रऽतमः । रथः । वाम् । अभि । विश्वानि । भुवनानि । चष्टे । तेन । आ । यातम् । सऽरथम् । तस्थिऽवांसा । अथ । सोमस्य । पिबतम् । सुतस्य ॥१॥

અ૦—હે ઇન્દ્રાગ્ની !, તમે તમારો જે અતિશય સુદર રથ, સર્વ ભુવનોને સન્મુખ જુવે છે તે એક રથવિષે એકઠા બેસી આવો, અને તે પછી અમે કાઢેલ સોમરસનુ પાન કરો ૧

यावदिदं भुवनं विश्वमस्त्युरुव्यचा वरिमता गभीरम् ।
तावाँ अयं पातवे सोमो अस्त्वरमिन्द्राग्नी मनसे युवभ्याम् ॥२॥

प०— यावत् । इदम् । भुवनम् । विश्वम् । अस्ति । उरुऽव्यचा । वरिमता । गभीरम् । तावान् । अयम् । पातवे । सोमः । अस्तु । अरम् । इन्द्राग्नी इति । मनसे । युवऽभ्याम् ॥२॥

અ०—આ સર્વ જગત્, પ્રમાણમાં જેટલું સર્વવ્યાપક તથા પોતાના ગૌરવવડે ગંભીર છે, તેટલો હે ઇન્દ્રાગ્નિ !, આ સોમરસ, તમને પાન કરવા, તથા અંતઃકરણને આનંદ આપવા પર્યાપ્ત હો. २

चक्राथे हि सध्र्यङ्नाम भद्रं सध्रीचीना वृत्रहणा उत स्थः ।
ताविन्द्राग्नी सध्र्यञ्चा निषद्या वृष्णः सोमस्य वृषणा वृषेथाम् ॥३॥

प०— चक्राथे इति । हि । सध्र्यक् । नाम । भद्रम् । सध्रीचीना । वृत्रहनौ । उत । स्थः । तौ । इन्द्राग्नी इति । सध्र्यञ्चा । निऽसद्य । वृष्णः । सोमस्य । वृषणा । आ । वृषेथाम् ॥३॥

अ०—તમે, ( " ઇન્દ્રાગ્ની " એવું ) મળીને કલ્યાણકારક નામ સંપાદન કર્યું છે વળી, હે શત્રુનાશક ( ઇન્દ્રાગ્ની ) !, તમે એકઠા મળીને જનાર છો હે કામનાના વરસાવનાર !, તમે મળીનેજ એવી વીર્યશાળી સોમરસ ( પેટમાં ) રેડો. ३

समिद्धेष्वग्निष्वानजाना यतस्रुचा बर्हिरु तिस्तिराणा ।
तीव्रैः सोमैः परिषिक्तेभिरर्वागेन्द्राग्नी सौमनसाय यातम् ॥४॥

प०— सम्ऽइद्धेषु । अग्निषु । आनजाना । यतऽस्रुचा । बर्हिः । ऊं इति । तिस्तिराणा । तीव्रैः । सोमैः । परिऽसिक्तेभिः । अर्वाक् । आ । इन्द्राग्नी इति । सौमनसाय । यातम् ॥४॥

अ०—અગ્નિ પ્રદીપ્ત થતાં, ( અધ્વર્યુ આદિએ હવિને ) ઘૃતયુક્ત કર્યું છે, પળી ગ્રહણ કરી છે, તથા દર્ભાસન પાથરેલું છે. હે ઇન્દ્રાગ્ની !, તાજાતોજ મદ ઉત્પન્ન કરનાર સોમરસ ચોમેર રેડેલો છે તો તમે અનુગ્રહ કરવા, અમારી અભિમુખ પધારો ४

यानीन्द्राग्नी चक्रथुर्वीर्याणि यानि रूपाण्युत वृष्ण्यानि ।
या वां प्रत्नानि सख्या शिवानि तेभिः सोमस्य पिबतं सुतस्य ॥५॥२६॥

प०— यानि । इन्द्राग्नी इति । चक्रथुः । वीर्याणि । यानि । रूपाणि । उत । वृष्ण्यानि । या । वाम् । प्रत्नानि । सख्या । शिवानि । तेभिः । सोमस्य । पिबतम् । सुतस्य ॥५॥२६॥

अ०—હે ઇન્દ્રાગ્ની ', તમે જે વીરકર્મો કેના, જે નિરૂપમાણ સૃષ્ટિ રચેલી, વળી વૃષ્ટિ-પ્રદાનાદિક જે કાર્યો કરેલાં, તથા તમારું જે પુરાતન કલ્યાણકારક મખાપણ છે તે સર્વ સમેત, તમે આ સિદ્ધ કરેલ સોમરસનુ પ્રાશન કરો ५

ઇતિ છવીશમો વર્ગ સમાપ્ત.

यदब्रवं प्रथमं वां वृणानोऽयं सोमो असुरैर्नो विहव्यः ।
तां सत्यां श्रद्धामभ्या हि यातमथा सोमस्य पिबतं सुतस्य ॥६॥

प०— यत् । अब्रवम् । प्रथमम् । वाम् । वृणानः । अयम् । सोमः । असुरैः । नः । विहव्यः । ताम् । सत्याम् । श्रद्धाम् । अभि । आ । हि । यातम् । अथ । सोमस्य । पिबतम् । सुतस्य ६

अ०—યજ્ઞારંભમાં જ તમારૂ સેવન કરતા, ( ' સોમવડે હુ તમને પ્રસન્ન કરીશ ' એમ ) મે જે યથાર્થ ઉક્તિ, અત્યંત આદરપૂર્વક કરેલી તેને ઉદ્દેશી તમે આવો, અને સિદ્ધ કરેલ સોમરસનુ પ્રાશન કરો આમ થવાથી, અમારો આ સોમરસ, ઋત્વિજો વડે અર્પણ કરવાને વધૂ યોગ્ય થશે ६

यदिन्द्राग्नी मदथः स्वे दुरोणे यद्ब्रह्मणि राजनि वा यजत्रा ।
अतः परि वृषणावा हि यातमथा सोमस्य पिबतं सुतस्य ॥७॥

प०— यत् । इन्द्राग्नी इति । मदथः । स्वे । दुरोणे । यत् । ब्रह्मणि । राजनि । वा । यजत्रा । अतः । परि । वृषणौ । आ । हि । यातम् । अथ । सोमस्य । पिबतम् । सुतस्य ॥७

अ०—हे पूजनीय इन्द्राग्नी !, જો તમે પોતાને ઘેર આનંદ કરતા હો, જો તમે બ્રાહ્મણ ( યજમાન ) ને ત્યાં ( હવિ સ્વીકારવા ) અથવા, ક્ષત્રિયને ત્યાં (યુદ્ધ વિષે સહાય કરવા) આનંદ કરતા હો, ગમે ત્યાં હો, તે સર્વ સ્થાનેથી હે કામનાના વરસાવનાર !, તમે અવશ્ય આવો, અને તે પછી સિદ્ધ કરેલ સોમરસનું પ્રાશન કરો. ૭

यदिन्द्राग्नी यदुषु तुर्वशेषु यद्द्रुह्युष्वनुषु पूरुषु स्थः ।
अतः परि वृषणावा हि यातमथा सोमस्य पिबतं सुतस्य ॥८॥

प०— यत् । इन्द्राग्नी इति । यदुषु । तुर्वशेषु । यत् । द्रुह्युषु । अनुषु । पूरुषु । स्थः । अतः । परि । वृषणौ । आ । हि । यातम् । अथ । सोमस्य । पिबतम् । सुतस्य ॥ ८ ॥

अ०—હે ઇન્દ્રાગ્ની !, જો તમે યદુને (અહિંસક મનુષ્યોને) ત્યાં, તુર્વશ ( હિંસક મનુષ્યો ) ને ત્યાં, દ્રુહ્યુ ( દ્રોહ કરનારને ) ત્યાં, અનુ ( વિદ્વાન અનુષ્ઠાતા ) ને ત્યાં, કિંવા, પુરૂને ( કામના વડે પૂર્ણ કરવા યોગ્ય અન્યસ્તોતાઓને ) ત્યાં હો, ગમે ત્યાં હો તે સર્વ સ્થાનેથી, હે કામનાના વરસાવનાર !, તમે અવશ્ય આવો, અને તે પછી સિદ્ધ કરેલ સોમરસનું પ્રાશન કરો. ૮

प०— एव । इन्द्राग्नी इति । पपिवांसा । सुतस्य । विश्वा । अस्मभ्यम् । सम् । जयतम् । धनानि । तत् । नः । मित्रः । वरुणः । ममहन्ताम् । अदितिः । सिन्धुः । पृथिवी । उत । द्यौः ॥ १३ ॥ २७ ॥

अ०—હે ઇન્દ્રાગ્ની !, એ રીતે સોમરસનુ પ્રાશન કરી, તમે અમને સર્વ સંપત્તિ દ્યો મિત્ર, વરુણ, અદિતિ, સમુદ્ર, પૃથિવી અને દ્યુલોક, અમારી તે (પ્રાર્થનાને) પોષો ૧૩

ઇતિ સત્તાવીશમો વર્ગ સમાપ્ત

## सूक्त १०८.

१ उरुव्यचा = विस्तीर्णव्यापन = સર્વવ્યાપક ( व्यचव्या ओकरणे ).
२ वरिमता = वरिमणा उरुत्वेन = પોતાના ગૌરવવડે
३ अरं = પર્યાપ્ત
४ सध्र्यक् = सहगत = સંયુક્ત
५ आनजाना = हवींषिआज्येनाञ्जन्तौ = હવિને ઘૃતયુક્ત કરનાર. ( अंजू व्यक्तौ ).
६ यतस्रुचा = गृहीतस्रुचौ = પાળી ગ્રહણ કરનાર.
७ तिस्तिराणा = आस्तीर्णकृतवन्तौ = પાથરનાર. (स्तृञ आच्छादने ).
८ रूपाणि = નિરૂપ્યમાણ ગાય-અશ્વાદિક ભૂતપ્રાણિઓ.
९ प्रत्नानि = પુરાતન
१० असुरैः = हविषांप्रक्षेपकै, = ઋત્વિજોવડે (असुक्षेपणे).
११ अवमस्यां = सन्निकृष्टायां = સન્નિકૃષ્ટ, સમીપવર્તિ.

## सूक्त १०९.

ऋषि:-आंगिरस कुत्सः  देवताः-इन्द्राग्नी;  छन्दः-त्रिष्टुभ्.

विह्यख्यंमनंसावस्यंइच्छन्निन्द्राग्नीज्ञासउतवासजातान् ।
नान्यायुवत्प्रमंतिरस्तिमह्यंसवांधियंवाजयन्तीमतक्षम् ॥१॥

प०— वि । हि । अख्यंम् । मनंसा । वस्यंः । इच्छन् । इन्द्राग्नी इतिं । ज्ञासः । उत । वा । सऽजातान् । न । अन्या । युवत् । प्रऽमंतिः । अस्ति । मह्यंम् । सः । वाम् । धियंम् । वाजऽयन्तीम् । अतक्षम् ॥ १ ॥

अ०—हे ईन्द्राग्नी !, प्रशंसनीय धन मेळववानी इच्छा थतां, हुं मनथी तमनेज खास नातिजन तथा बांधवस्वरूपे समजुं छउं. तमारा विना बीजा कोइए, मने आ श्रेष्ठ बुद्धि आपेली नथी. तेवी बुद्धिवाळा में, धननी इच्छा करी आ स्तोत्र रचेलुं छे. १

अश्रवंहिभूरिदावत्तरावांविजामातुरुतवाघास्यालात् ।
अथासोमस्यप्रयंतीयुवभ्यामिन्द्राग्नीस्तोमंजनयामिनव्यम् ॥२॥

प०— अश्रवम् । हि । भूरिदावत्ऽतरा । वाम् । विऽजांमातुः । उत । वा । घ । स्यालात् । अथं । सोमंस्य । प्रऽयंती । युवऽभ्याम् । इन्द्राग्नी इतिं । स्तोमंम् । जनयामि । नव्यम् ॥२

अ०—हे इन्द्राग्नी !, कोइ गुणहीन जमाता ( जेम कन्यावाळाने पुष्कळ धन अर्पण करे तेना )थी, तथा कोइ कन्याभ्राता

*यदिन्द्राग्नी अवमस्यां पृथिव्यां मध्यमस्यां परमस्यामुत स्थः ।
अतः परि वृषणावा हि यातमथा सोमस्य पिबतं सुतस्य ॥९॥

प०— यत् । इन्द्राग्नी इति । अवमस्याम् । पृथिव्याम् । मध्यमस्याम् । परमस्याम् । उत । स्थः । अतः । परि । वृषणौ । आ । हि । यातम् । अथ । सोमस्य । पिबतम् । सुतस्य ॥९

अ०—હે ઇન્દ્રાગ્ની !, જો તમે સન્નિકૃષ્ટ એવી આ ભૂમિ વિષે હો, અન્તરિક્ષ લોક વિષે હો, કિંવા દૂરવર્તિ એવા દ્યુલોક વિષે હો, ગમે ત્યાં હો તે સર્વ સ્થાનેથી, હે કામનાના વરસાવનાર !, તમે આવો, અને સિદ્ધ કરેલ સોમરસનું પ્રાશન કરો. ९

यदिन्द्राग्नी परमस्यां पृथिव्यां मध्यमस्यामवमस्यामुत स्थः ।
अतः परि वृषणावा हि यातमथा सोमस्य पिबतं सुतस्य ॥१०॥

प०— यत् । इन्द्राग्नी इति । परमस्याम् । पृथिव्याम् । मध्यमस्याम् । अवमस्याम् । उत । स्थ । अतः । परि । वृषणौ । आ । हि । यातम् । अथ । सोमस्य । पिबतम् । सुतस्य ॥ १० ॥

अ०—હે ઇન્દ્રાગ્નિ !, જો તમે દૂરવર્તિ દ્યુલોકવિષે હો, અન્તરિક્ષ લોકવિષે હો, કિંવા સન્નિકૃષ્ટ ( સમીપવર્તિ ) એવી ભૂમિવિષે હો, ગમે ત્યાં હો તે સર્વ સ્થાનેથી, હે કામનાના વરસાવનાર !, તમે આવો, અને સોમરસનું પ્રાશન કરો. १०

---

* यो द्वितीयस्यां तृतीयस्यां पृथिव्यामस्यायुषान्नाद्येनेति॥ तै० सं० १-२-१२ ।

यदिन्द्राग्नी दिवि ष्ठो यत्पृथिव्यां यत्पर्वतेष्वोषधीष्वप्सु ।
अतः परि वृषणावा हि यातमथा सोमस्य पिबतं सुतस्य ॥११॥

प०— यत् । इन्द्राग्नी इति । दिवि । स्थः । यत् । पृथिव्याम् । यत् । पर्वतेषु । ओषधीषु । अप्ऽसु । अतः । परि । वृषणौ । आ । हि । यातम् । अथ । सोमस्य । पिबतम् । सुतस्य ॥ ११ ॥

अ०—હે ઇન્દ્રાગ્ની !, જો તમે દ્યુલોકવિષે હો, અને પૃથિવી વિષે હો, જો પર્વત, ઔષધી વા જળ વિષે હો, ગમે ત્યા હો તે સર્વસ્થાનેથી, હે કામનાના વરસાવનાર !, તમે આવો, અને સિદ્ધ કરેલ સોમરસનુ પ્રાશન કરો. ૧૧

यदिन्द्राग्नी उदिता सूर्यस्य मध्ये दिवः स्वधया मादयेथे ।
अतः परि वृषणावा हि यातमथा सोमस्य पिबतं सुतस्य ॥१२॥

प०— यत् । इन्द्राग्नी इति । उत्ऽइता । सूर्यस्य । मध्ये । दिवः । स्वधया । मादयेथे इति । अतः । परि । वृषणौ । आ । हि । यातम् । अथ । सोमस्य । पिबतम् । सुतस्य ॥ १२ ॥

अ०—હે ઇન્દ્રાગ્ની !, તમે ઉદય પામેલ આદિત્યના પ્રકાશમાન-અંતરિક્ષના મધ્ય ભાગ વિષે, પોતાના તેજ અથવા અન્ન વડે, સંતુષ્ટ રહો છો તેથી હે કામનાના વરસાવનાર !, તમે ગમે ત્યા હો તે સર્વ અંતરિક્ષ-ભાગમાથી આવો, અને સિદ્ધ કરેલ સોમરસનુ પ્રાશન કરો ૧૨

एवेन्द्राग्नी पपिवांसा सुतस्य विश्वास्मभ्यं सं जयतं धनानि ।
तन्नो मित्रो वरुणो मामहन्तामदितिः सिन्धुः पृथिवी उत द्यौः ॥१३॥२७॥

१०– एव । इन्द्राग्नी इति । पुपिवांसा । सुतस्यं । विश्वा । अस्मभ्यम् । सम् । जयतम् । धनानि । तत् । नः । मित्रः । वरुणः । ममहन्ताम् । अदितिः । सिन्धुः । पृथिवी । उत । द्यौः ॥ १३ ॥ २७ ॥

अ०—હે ઇન્દ્રાગ્ની !, એ રીતે સોમરસનું પ્રાશન કરી, તમે અમને સર્વ સંપત્તિ દ્યો. મિત્ર, વરૂણ, અદિતિ, સમુદ્ર, પૃથિવી અને દ્યુલોક, અમારી તે (પ્રાર્થનાને) પોષો. १३

ઇતિ સત્તાવીશમો વર્ગ સમાપ્ત.

## सूक्त १०८.

१ उरुव्यचा = विस्तीर्णव्यापनं = સર્વવ્યાપક. ( व्यच व्याजीकरणे ).
२ वरिमता = वरिमणा उरुत्वेन = પોતાના ગૌરવવડે.
३ अरं = પર્યાપ્ત.
४ सध्यक् = सहगतं = સંયુક્ત.
५ आनजाना = हवींषिआज्येनाञ्जन्तौ = હવિને ઘૃતયુક્ત કરનાર. ( अंजूव्यक्तौ ).
६ यतस्रुचा = गृहीतस्रुचौ = પાળી ગૃહણ કરનાર.
७ तिस्तिराणा = आस्तीर्णकृतवंतौ = પાથરનાર. (स्तृञ आच्छादने ).
८ रूपाणि = નિરૂપ્યમાણ ગાય–અશ્વાદિક ભૂતપ્રાણિઓ.
९ प्रत्नानि = પુરાતન.
१० असुरैः = हविषांप्रक्षेपकैः = ઋત્વિજોવડે. (असुक्षेपणे).
११ अवमस्यां = नष्टिकृष्टायां = સન્નિકૃષ્ટ; સમીપવર્તિ.

# सूक्त १०९.

ઋષિ:-આંગિરસ કુત્સ. દેવતા-ઇંદ્રાગ્ની; છન્દ:-ત્રિષ્ટુભ્

विह्यख्यंमनसावस्यइच्छन्निन्द्राग्नीज्ञासउतवासजातान् ।
नान्यायुवत्प्रमतिरस्तिमह्यंसवांधियंवाजयन्तीमतक्षम् ॥१॥

प०— वि । हि । अख्यम् । मनसा । वस्यः । इच्छन् । इन्द्राग्नी इति । ज्ञासः । उत । वा । सजातान् । न । अन्या । युवत् । प्रमतिः । अस्ति । मह्यम् । सः । वाम् । धियम् । वाजयन्तीम् । अतक्षम् ॥ १ ॥

અ०—હે ઇન્દ્રાગ્ની !, પ્રશંસનીય ધન મેળવવાની ઇચ્છા થતાં, હું મનથી તમનેજ ખાસ જ્ઞાતિજન તથા બાંધવસ્વરૂપે સમજું છઉં. તમારા વિના બીજા કોઇએ, મને આ શ્રેષ્ઠ બુદ્ધિ આપેલી નથી. તેવી બુદ્ધિવાળા મે, ધનની ઇચ્છા કરી આ સ્તોત્ર રચેલું છે. ૧

अश्रवंहिभूरिदावत्तरावांविजामातुरुतवाघास्यालात् ।
अथासोमस्यप्रयतीयुवभ्यामिन्द्राग्नीस्तोमंजनयामिनव्यम् ॥२॥

प०— अश्रवम् । हि । भूरिदावत्तरा । वाम् । विजामातुः । उत । वा । घ । स्यालात् । अथ । सोमस्य । प्रयती । युवभ्याम् । इन्द्राग्नी इति । स्तोमम् । जनयामि । नव्यम् ॥२

અ०—હે ઇન્દ્રાગ્ની !, કોઇ ગુણહીન જમાતા ( જેમ કન્યાવાળાને પુષ્કળ ધન અર્પણ કરે તેના )થી, તથા કોઇ કન્યાભ્રાતા

(પોતાની ભગિનીની પ્રીત્યર્થ પુષ્કળ ધન અર્પણ કરે તેના) થી, પણ તમે અતિશય દાતાર છો એમ મે અવશ્ય સાભ-ળ્યુ છે તેથી, તમને સોમરસ અર્પણ કરવાની સાથે હું નનતર સ્તોત્ર રચુ છુ ૨

माच्छेद्म रश्मीँरिति नाधमानाः पितृणां शक्तीरनुयच्छमानाः ।
इन्द्राग्निभ्यां कं वृषणो मदन्ति ता ह्यद्री धिषणाया उपस्थे ॥३॥

प०— मा । छेद्म । रश्मीन् । इति । नाधमानाः । पितृणाम् । शक्तीः । अनुऽयच्छमानाः । इन्द्राग्निऽभ्याम् । कम् । वृषणः । मद-न्ति । ता । हि । अद्री इति । धिषणायाः । उपऽस्थे ॥३॥

अ०—દોરીની પેઠે, વંશદોરી અવિચ્છિન્ન રહે અને વિચ્છિન્ન ન થાય તેવી પ્રાર્થના કરનાર, પિતૃઓની શક્તિ (વંશ)ને અનુ ક્રમે નિયત–અખંડિત–રાખવાની ઇચ્છાવાળા પુત્ર ઉત્પાદન કરવાને સમર્થ (એવા ઉપાસકો), ઇન્દ્રાગ્ની તરફથી સુખ પ્રાપ્ત થાય તે પ્રકારે તેમને આનંદિત કરે છે (કેમકે) તે શત્રુનાશક બન્ને દેવ, તે સ્તુતિની સમીપમા હોય છે અથવા, જ્યારે પાષાણવડે ચામડાની ઉપર (સોમરસ કાઢે છે) ત્યારે ઉપાસકો, તેમની સ્તુતિ કરે છે ૩

युवाभ्यां देवी धिषणा मदायेन्द्राग्नी सोममुशती सुनोति ।
तावश्विना भद्रहस्ता सुपाणी आ धावतं मधुना पृङ्क्तमप्सु ॥४॥

प०— युवाभ्याम् । देवी । धिषणा । मदाय । इन्द्राग्नी इति । सो-मम् । उशती । सुनोति । तौ । अश्विना । भद्रऽहस्ता । सु-

पा॒णी इति॑ सु॒ऽपा॒णी । आ । या॒त॒म् । मधु॑ना । पृ॒ङ्क्त॒म् । अ॒पऽसु ॥ ४ ॥

अ०—हे इन्द्राग्नी !, तमने आनंद आपवा, द्योतमान तथा तमारी इच्छा करनार धिषणा (मंत्रवाणी), सोमरस तैयार करे छे. यथवा, दिव्य चमं सोमरस तैयार करे छे. अश्वसंपन्न, सुंदर दोर्दंड-संपन्न, सुहस्त एवा हे इन्द्राग्नी !, तमे जल्दी आवो. अने (सोममां) जळनो मधुर पदार्थ भेळवो. ४

यु॒वामि॑न्द्राग्नी॒ वसु॑नो विभा॒गे त॒वस्त॑मा शुश्रव वृत्र॒हत्ये॑ ।
तावा॒सद्या॑ ब॒र्हिषि॑ य॒ज्ञे अ॒स्मिन्प्र च॑र्षणी मादयेथां सु॒तस्य॑ ॥५॥२८॥

प०— यु॒वाम् । इ॒न्द्रा॒ग्नी॒ इति॑ । वसु॑नः । वि॒ऽभा॒गे । तवः॑ऽतमा । शु॒श्र॒व॒ । वृ॒त्र॒ऽहत्ये॑ । तौ । आ॒ऽसद्य॑ । ब॒र्हिषि॑ । य॒ज्ञे । अ॒स्मिन् । प्र । च॒र्ष॒णी॒ इति॑ । मा॒द॒ये॒था॒म् । सु॒तस्य॑ ॥५॥२८॥

अ०—हे इन्द्राग्नी !, तमे संपत्ति मेळववामा अने शत्रुनो नाश करवामा अत्यंत बळवान छो एम मे साभळेलु छे. हे सर्वद्रष्टा इन्द्राग्नी !, तमे आ यज्ञविषे दर्भासन उपर बेसी, सोमरसनु पान करी, छेक तृप्त हो ५

इति अठ्ठावीशमो वर्ग समाप्त

प्र च॑र्षणिभ्यः पृतना॒हवे॑षु॒ प्र पृ॑थि॒व्या रि॑रिचाथे दि॒वश्च॑ ।
प्र सिन्धु॑भ्यः॒ प्र गि॒रिभ्यो॑ महि॒त्वा प्रेन्द्रा॑ग्नी॒ विश्वा॒ भुव॒नात्य॒न्या ॥६॥

प०— प्र । च॒र्ष॒णिऽभ्यः॑ । पृ॒त॒ना॒ऽहवे॑षु । प्र । पृ॒थि॒व्याः । रि॒रि॒-

चाथे इति । दिव । नु । प्र । सिन्धुभ्यः । प्र । गिरिभ्यः । मुहिऽत्वा । प्र । इन्द्राग्नी इति । विश्वा । भुवना । अति । अन्या ॥ ६ ॥

अ०—સંગ્રામો વિષે આહ્વાન કરતાં હે ઇન્દ્રાગ્ની !, તમે સર્વ મનુષ્યો, પૃથ્વી, દ્યુલોક, સમુદ્ર, પર્વત, તેમજ અન્ય સર્વ ભૂતપ્રાણિઓથી અધિક સામર્થ્યવાન છો. ६

*आभरतंशिक्षतंवज्रबाहूअस्माँइन्द्राग्नीअवतंशचीभिः ।
इमेनुतेरश्मयःसूर्यस्ययेभिःसपित्वंपितरोनआसंन् ॥७॥

प०— आ । भरतम् । शिक्षतम् । वज्रबाहू इति वज्रऽबाहू । अस्मान् । इन्द्राग्नी इति । अवतम् । शचीभिः । इमे । नु । ते । रश्मयः । सूर्यस्य । येभिः । सऽपित्वम् । पितरः । नः । आसन् ॥ ७ ॥

अ०—હે વજ્રહસ્ત ઇન્દ્રાગ્ની !, અમારા માટે ધન સંપત્તિ આણો અને અમને દ્યો અને પોતાના પરાક્રમ વડે અમારૂ રક્ષણ કરો. જે ( અર્ચિ–આદિ–માગ ) વડે, અમારા પિતૃઓ બ્રહ્મ લોકને પામ્યા તે આ રશ્મિઓ, તૂ સૂર્યના છે ७

पुरंदराशिक्षतंवज्रहस्तास्माँइन्द्राग्नीअवतंभरेषु ।
तन्नोमित्रोवरुणोमामहन्तामदितिः सिन्धुःपृथिवीउतद्यौः ॥८॥२९

* १ तेर्चिषमभिसंभवन्त्यर्चिषोह । छान्दोग्योपनिषदि ।
२ अग्निर्वाआदित्य सायंप्रविशतितस्मादग्निर्दूरान्नक्तं ददृशे । तै० ब्रा० २-१-२ ।

प०— पुरंऽदरा । शिक्षतम् । वज्रऽहस्ता । अस्मान् । इन्द्राग्नी
इति । अवतम् । भरेषु । तत् । नः । मित्रः । वरुणः । मम-
हन्ताम् । अदितिः । सिन्धुः । पृथिवी । उत । द्यौः ॥८॥२९

અ०—હે વજ્રધારી, હે નગરભેત્તા ઇન્દ્રાગ્ની!, તમે અમને સંપત્તિ
દ્યો. સંગ્રામો વિષે, અમારૂં રક્ષણ કરો. મિત્ર, વરૂણ, અદિતિ,
સમુદ્ર, પૃથિવી, અને દ્યુલોક, અમારી તે ( પ્રાર્થના ), ને
પોષો. ૮

ઇતિ ઓગણત્રીશમો વર્ગ સમાપ્ત.

## सूक्त १०९.

१ वस्यः = પ્રશંસનીય ધન.
२ ज्ञासः = ज्ञातीन् = જ્ઞાતિબંધુ. (सुखदुःखादिकं साम्येन
जानन्ति इति ).
३ प्रमतिः = શ્રેષ્ઠ બુદ્ધિ.
४ सजातान् = સજાતીય બાંધવો
५ भूरिदावत्तरा = પુષ્કળ ધન દેનાર.
६ प्रयती = प्रदानेन सह= અર્પણ કરવા સાથે.
७ नाधमानाः = याचमाना = પ્રાર્થના કરનાર. ( नाधृ-
याञ्चायां )
८ अनुयच्छमानाः = अनुक्रमेण नियतान् कुर्वन्तः = અ-
નુક્રમે, અખંડિત રાખવાની ઇચ્છા કરનાર
९ धिषणायाः = સ્તુતિની, અથવા, સોમરસ કાઢવાના ચર્મની.
१० अद्री = शत्रूनावृणन्तौ हिंसन्तौ = શત્રુનાશક; યદ્વા,
પાષાણ.

१५ यमत = प्रयच्छतु = द्यो. ( यमउपरमे ).
१६ रमते = आरमते = મને.
१७ तोकाय = પુત્રને.
१८ रास्व = प्रयच्छ = દે. ( रादाने ).
१९ तनयाय = પુત્રાનને.
२० उक्षितम् = ગર્ભસ્થને.
२१ आयो = નોકરચાકરને. ( इणगतौ ).
२२ भामित. = ક્રોધાવિષ્ટ થઇ. ( भामक्रोधे ).
२३ आरे = દૂર.
२४ द्विबर्हाः = द्वयोःस्थानयोःपरिवृढः = દ્યાવાપૃથિવી મધ્યે હોનાર, અથવા દક્ષિણોત્તર માર્ગનો અથવા જ્ઞાનકર્મનો સ્વામી. ( बर्हते = वर्धते ).
२५ अयस्यवः = અન્નેચ્છુ અથવા સંરક્ષણેચ્છુ

---

## सूक्त ११५.

ઋષિઃ-આંગિરસ કુત્સ, દેવતા-સૂર્ય; છન્દઃ-ત્રિષ્ટુભ્

*चित्रंदेवानामुदगादनीकंचक्षुर्मित्रस्यवरुणस्याग्नेः ।
आप्राद्यावापृथिवीअन्तरिक्षंसूर्यआत्माजगतस्तस्थुषश्च ॥१॥

प०- चित्रम् । देवानाम् । उत । अगात् । अनीकम् । चक्षुः ।

---

* योसौतपन्नुदेतिससर्वेषांभूतानांप्राणानादायोदेति । तै० आ० प्रथमाध्याये ।

मित्रस्यं । वरुणस्य । अग्नेः । आ । अप्राः । द्यावापृथिवी इति । अन्तरिक्षम् । सूर्यः । आत्मा । जगतः । तस्थुषः । च ॥ १ ॥

अ०—રશ્મિઓના અથવા દેવોના તેજ સમૂહરૂપ, મિત્ર, વરુણ તથા અગ્નિલોકના ચક્ષુરૂપ સુંદર સૂર્યમંડળ, (આ) ઉગ્યુ. તે દ્યાવા-પૃથિવી અને અન્તરિક્ષને ( પોતાના તેજવડે ) ચોમેર વ્યાપ્ત કરેછે. સૂર્ય, સર્વ જંગમ તથા સ્થાવર પદાર્થનો આત્મા-જીવાત્મા-છે. ૧

सूर्यो॑देवीमुषसं॒रोच॑मानां॒मर्यो॒नयोषा॑म॒भ्ये॑तिप॒श्चात् ।
यत्रा॒नरो॑देव॒यन्तो॑यु॒गानि॑वित॒न्वते॒प्रति॑भ॒द्राय॑भ॒द्रम् ॥२॥

प०— सूर्यः । देवीम् । उषसम् । रोचमानाम् । मर्यः । न । योषाम् । अभि । एति । पश्चात् । यत्र । नरः । देवऽयन्तः । युगानि । विऽतन्वते । प्रति । भद्राय । भद्रम् ॥ २ ॥

अ०—કોઇ મનુષ્ય, જેમ સુંદર સ્ત્રીની પુંઠે જાય તેમ સૂર્ય, દાનાદિ-ગુણયુક્ત, દેદીપ્યમાન ઉષાની પુંઠે જાય છે જે ઉષાનો ઉદય થતાં, સૂર્યોપાસક યતનેતાઓ, પોતાના હળો પ્રસારે છે અને, મંગળરૂપ અર્થે તે મંગળદેવ ( સૂર્ય )ની ( સ્તુતિ કરીએ છીએ ) અથવા, દેવકામનાવાળા ઉપાસક દંપતી ઉષાના પ્રત્યેક ઉદય સમયે, કલ્યાર્થ ( અગ્નિહોત્રાદિક ) મંગળકર્મ કરવાને પ્રવૃત્ત થાય છે ૨

भ॒द्रा अश्वा॑ह॒रितः॒सूर्य॑स्य चि॒त्रा एत॑ग्वा अनु॒मा॒द्या॑सः ।
न॒म॒स्यन्तो॑दि॒व आ पृ॒ष्ठम॑स्थुः॒ परि॒द्यावा॑पृथि॒वीय॑न्ति स॒द्यः ॥३॥

प०— भुद्राः । अश्वाः । हृरितः । सूर्यस्य । चित्राः । एतऽग्वाः ।
अनुऽमाद्यासः । नमस्यन्तः । दिवः । आ । पृष्ठम् । अस्थुः ।
परि । द्यावापृथिवी इति । यन्ति । सद्यः ॥ ३ ॥

अ०—કલ્યાણકારક, હરીજનાર, અથવા રસ હરીજનાર, વિચિત્ર અંગવાળા, વ્યાપક, શબલ વા નીલવર્ણના, અનુક્રમે સ્તુતિવડે પ્રસન્ન થનાર, વન્દનીય એવા સૂર્યના અશ્વો, અથવા રશ્મિઓ, દ્યુલોકના પૃષ્ઠભાગને પ્રાપ્ત થાય છે અને એકજ દિવસમાં દ્યાવાપૃથિવીની પ્રદક્ષિણા કરે છે ૩

तत्सूर्यस्यदेवत्वंतन्महित्वंमध्याकर्तोर्विततंसंजभार ।
यदेदयुक्तहरितःसधस्थादाद्रात्रीवासस्तनुतेसिमस्मै ॥४॥

प०— तत् । सूर्यस्य । देवऽत्वम् । तत् । महिऽत्वम् । मध्या ।
कर्तोः । विऽततम् । सम् । जभार । यदा । इत् । अयुक्त ।
हरितः । सधऽस्थात् । आत् । रात्री । वासः । तनुते ।
सिमस्मै ॥ ४ ॥

अ०—તે, સૂર્યનું ઐશ્વર્ય તથા માહાત્મ્ય છે કે તે, (કૃષિ–આદિ) કર્મ અધુરાં હોય તે દરમ્યાન, પોતાના વિસ્તારને પામેલા રશ્મિઓનો પોતાના વિષે ઉપસંહાર કરી લે છે. તે પોતાના હરિદ્વર્ણના અશ્વોને, કિંવા રસ હરીજનાર રશ્મિઓને, રથમાંથી અથવા આ પૃથિવીલોકમાંથી જે કાળે છોડી અથવા ખેંચી લઇ અન્યત્ર સંયુક્ત કરે છે ત્યારે રાત્રિ, એકદમ સર્વલોક વિષે ઘોર અન્ધકાર ફેલાવે છે અથવા, સર્વ વિશ્વમાંથી દિવસને ખેંચી લઇ, અન્ધકાર ફેલાવે છે. ૪

तन्मित्रस्यवरुणस्याभिचक्षेसूर्योरूपंकृणुतेद्योरुपस्थे ।
अनन्तमन्यद्रुशदस्यपाजःकृष्णमन्यद्धरितःसंभरन्ति ॥५॥

प०— तत् । मित्रस्य । वरुणस्य । अभिऽचक्षे । सूर्यः । रूपम् । कृणुते । द्योः । उपऽस्थे । अनन्तम् । अन्यत् । रुशत् । अस्य । पाजः । कृष्णम् । अन्यत् । हरितः । सम् । भरन्ति ॥ ५ ॥

અ૦—ઉદય સમયે, મિત્ર તથા વરૂણલોકને (અર્થાત્ સર્વ જગતને) દર્શન થવા તે, નભના મધ્યપ્રદેશ વિષે પોતાના તેજને પ્રગટ કરે છે. તેના હરિદ્વર્ણના અશ્વો અથવા રશ્મિઓ, એક કાળે અનન્ત, દેદીપ્યમાન શ્વેતવર્ણના બળને, (દિવસને) અને બીજે કાળે, કૃષ્ણવર્ણના બળને (રાત્રિને) ધારણ કરે છે. ૫

अद्यादेवाउदितासूर्यस्यनिरंहसःपिपृतानिरवद्यात् ।
तन्नोमित्रोवरुणोमामहन्तामदितिःसिन्धुःपृथिवीउतद्यौः ॥६॥७

प०— अद्य । देवाः । उत्ऽइता । सूर्यस्य । निः । अंहसः । पिपृत । निः । अवद्यात् । तत् । नः । मित्रः । वरुणः । ममहन्ताम् । अदितिः । सिन्धुः पृथिवी । उत । द्यौः ॥ ६ ॥ ७ ॥

અ૦—હે દેદીપ્યમાન સૂર્યરશ્મિઓ !, આ સૂર્યોદય સમયે ઘતઉત પ્રસરતાં એવાં તમે, અમને પાપ તથા સંકટથી છેક ઉગારો. મિત્ર, વરૂણ, અદિતિ, સમુદ્ર, પૃથિવી તથા દ્યુલોક, અમારી તે ( પ્રાર્થના )ને પોષો. ૬

ઇતિ સાતમો વર્ગ સમાપ્ત.

## सूक्त ११५.

१ अनीकं = તેજઃ સમૂહ.
२ मर्यः = મનુષ્ય.
३ युगानि = અગ્નિહોત્રાદિક કર્મો; હળો; દંપતી.
४ एतग्वा॰ = અશ્વો. ( एतव्यगन्तव्यंमार्गंगन्तारः ).
५ अनुमाद्याः = અનુક્રમે સ્તુતિવડે પ્રસન્ન થનાર.
६ कर्तोः = કર્મની.
७ सिमस्मै = सर्वस्मिन् = સર્વ મધ્યે
८ सधस्थात् = सहतिष्ठन्त्यस्मिन्निति सधस्थोरथः = રથ, અથવા પાર્થિવ લોકમાંથી.
९ वासः = ઘોર અંધકાર અથવા, દિવસ. ( आच्छादयितृ तमः यद्वा वासरमहः वासः ).
१० उपस्थे = उपस्थाने मध्ये = મધ્ય પ્રદેશ વિષે
११ पाजः = બળ. ( पातिरक्षतीति पाजः )

---

## सूक्त ११६.

ઋષિ—કક્ષીવાન્, દેવતા—અશ્વિન્; છન્દઃ—ત્રિષ્ટુભ્.

*नासत्याभ्यांबर्हिरिवप्रवृञ्जेस्तोमाँइयर्म्यभ्रियेववातः ।
यावर्भगायविमदायंजायांसेनाजुवान्यूहतूरथेन ॥१॥

---

* ટીપઃ—વિમદ સંબંધમાં જુવો ११२-१९.

प० — नासत्योभ्याम् । बर्हिःऽइव । प्र । वृञ्जे । स्तोमान् । इयर्मि । अभ्रियाऽइव । वातः । यौ । अर्भगाय । विऽमदाय । जायाम् । सेनाऽजुवा । निऽऊहतुः । रथेन ॥ १ ॥

अ० — ( જેમ કોઇ યજમાન, યજ્ઞાર્થ ) પૂરવ દર્ભાસન છેદી તૈયાર કરે તેમ હુ, અશ્વિનૂદેવો માટે સ્તોત્ર તૈયાર કરુ છુ વાયુ, જેમ મેઘજળને ખૂબ પ્રેરે તેમ હુ, જે અશ્વિનોએ વિમદ નામના બાળઋષિની ( સ્વયવરમા મેળવેલી ) સ્ત્રીને, ( શત્રુનો નાશ કરી ) વેગવાળા રથવડે ઘેર પહોચાડેલી તેના માટે ખૂબ સ્તોત્ર ગાઉ છું ૧

*वीळुपत्मभिराशुहेमभिर्वा देवानां वा जूतिभिःशाशदाना ।
तद्रासभो नासत्या सहस्रमाजा यमस्य प्रधने जिगाय ॥२॥

प० — वीळुपत्मऽभिः । आशुहेमऽभिः । वा । देवानाम् । वा । जूतिऽभिः । शाशदाना । तत् । रासभः । नासत्या । सहस्रम् । आजा । यमस्य । प्रऽधने । जिगाय ॥ २ ॥

अ० — જોસભેર ઉડનાર, તથા શીઘ્રગતિવાળા અશ્વોના યોગે, તથા ( ઇન્દ્રાદિક ) દેવોની પ્રેરણાના યોગે અત્યર્થ પ્રેરાનાર એવા ( પ્રજાપતિએ અર્પણ કરેલ ) તમારા ( વાહનરૂપ ) રાસભે, હે અશ્વિન ( દેવો ) ! , વૈવસ્વતના પ્રિય, અત્યત ધનોપેત સગ્રામવિષે, હજારો શત્રુને જીત્યા વા, સહસ્રહજાર મેળવ્યા. ૨

---

* प्रजापतिर्वै सोमाय राज्ञे दुहितरं प्रायच्छत् । ऐ० ब्रा० ४-७ ।

*तुग्रो ह भुज्युमश्विनोदमेघे रयिं न कश्चिन्ममृवाँ अवाहाः ।
तमूहथुर्नौभिरात्मन्वतीभिरन्तरिक्षप्रुद्भिरपोदकाभिः ॥३॥

प०— तुग्रः । ह । भुज्युम् । अश्विना । उदऽमेघे । रयिम् । न । कः । चित् । ममृऽवान् । अव । अहाः । तम् । ऊहथुः । नौभिः । आत्मन्ऽवतीभिः । अन्तरिक्षप्रुत्ऽभिः । अपऽउदकाभिः ॥ ३ ॥

भ०—હે અશ્વિન્ (દેવો)!, મરણોન્મુખ (ધનલોભી) મનુષ્ય, જેમ ધનની આશા છોડી દે તેમ ખરેખર તુગ્રે, (પોતાના પુત્ર) ભુજ્યુને સમુદ્રમાં છોડી દીધો. તમે, તેને જળની ઉપર ચાલનાર, જળ પ્રવેશે નહીં તેવી તમારી પોતાની અથવા દૃઢ નાવ વડે ઘેર પોહોંચાડેલો. ૩

तिस्रः क्षपस्त्रिरहातिव्रजद्भिर्नासत्या भुज्युमूहथुः पतंगैः ।
समुद्रस्य धन्वन्नार्द्रस्य पारे त्रिभी रथैः शतपद्भिः षळश्वैः ॥४॥

प०— तिस्रः । क्षपः । त्रिः । अहा । अतिव्रजत्ऽभिः । नासत्या । भुज्युम् । ऊहथुः । पतंगैः । समुद्रस्य । धन्वन् । आर्द्रस्य । पारे । त्रिऽभिः । रथैः । शतपत्ऽभिः । षट्ऽअश्वैः ॥ ४ ॥

भ०—હે અશ્વિન્ (દેવો)! તમે ત્રણ રાત્રિ અને ત્રણ દિવસ પર્યંત દોડનાર (ચક્રરૂપી) સેંકડો પાદવાળા છ અશ્વો

---

* ભુજ્યુ માટે ૧૧૨-૬ નીચે ટીપ જુઓ.

જોડેલા એના ત્રણ રથોના યોગે, ભુજ્યુને જળમય સમુદ્રની પાર જલવર્જિત પ્રદેશવિષે લઇ આવ્યો. ૪

अनारम्भणे तदवीरयेथामनास्थाने अग्रभणे समुद्रे ।
यदश्विना ऊहथुर्भुज्युमस्तं शतारित्रां नावमातस्थिवांसम् ॥५॥८॥

प०— अनारम्भणे । तत् । अवीरयेथाम् । अनास्थाने । अग्रभणे । समुद्रे । यत् । अश्विनौ । ऊहथुः । भुज्युम् । अस्तम् । शतऽअरित्राम् । नावम् । आतस्थिवांसम् ॥ ५ ॥ ८ ॥

અ૦—હે અશ્વિન (દેવો)!, આલંબનરહિત, જે વિષે ટકી ન શકાય તેવા, હાથેથી પકડાય તેવા આધારભૂત પદાર્થ વિનાના સમુદ્રવિષે, તમે સેંકડો હલેસાંવાળી નાવમાં ભુજ્યુને બેસાડીને, જે (તેના પિતા તુમને) ઘેર પહોંચાડ્યો તે, તમારૂં મોટું પરાક્રમ છે. ૫

ઇતિ આઠમો વર્ગ સમાપ્ત

*यमश्विना ददथुः श्वेतमश्वमघाश्वाय शश्वदित्स्वस्ति ।
तद्वां दात्रं महि कीर्तेन्यं भूत्पैद्वो वाजी सदमिद्धव्यो अर्यः ॥६॥

प०— यम् । अश्विना । ददथुः । श्वेतम् । अश्वम् । अघऽअश्वाय । शश्वत् । इत् । स्वस्ति । तत् । वाम् । दात्रम् । महि । कीर्तेन्यम् । भूत् । पैद्वः । वाजी । सदम् । इत् । हव्यः । अर्यः ॥ ६ ॥

* આ આખ્યાયિકા સંબંધમાં જુઓ ૧-૧૧૭-૯, ૧-૧૧૮-૯; ૧-૧૧૯-૧૦

અ०—હે અશ્વિન (દેવો)[1], તમે પેદુને જે શ્વેતવર્ણનો અશ્વ અર્પણ કર્યો તે તેને સદૈવ જયમંગળ પમાડતો. તમારું તે દાન, અતિ ગંભીર તથા પ્રશંસનીય હતું. (તેથી) પેદુનો વા શીઘ્ર ગામી, શત્રુનો પ્રેરયિતા, અથવા યુદ્ધવિષે પ્રેરવા યોગ્ય, વેગવાન એવો તે અશ્વ, અમોને પણ સદૈવ આહ્વાન કરવા યોગ્ય છે. ૬

युवंनंरास्तुवतेपंज्रियायंकक्षीवंतेअरदतंपुरन्धिम् ।
कारोतराच्छफादश्वस्यवृष्णःशतंकुंभाँअसिंचतंसुरायाः ॥७॥

प०— युवम् । नरा । स्तुवते । पज्रियाय । कक्षीवते । अरदतम् । पुरमऽधिम । कारोतरात । शफात । अश्वस्य । वृष्णः । शतम् । कुम्भान् । असिचतम् । सुरायाः ॥ ७ ॥

અ०—હે શૂરા અશ્વિન (દેવો)[1], તમે તમારી સ્તુતિ કરનાર પજ્જ્ય કક્ષીવાનને વિપુલ બુદ્ધિ અર્પણ કરી દારૂના પીપની પેઠે, તમારા સમર્થ અશ્વોની ખરીઓમાથી તમે દારૂના સેંકડો ઘડા ભર્યા. ૭

*हिमेनाग्निंघ्रंसमवारयेथांपितुमतीमूर्जमस्माअधत्तम् ।
ऋबीसेअत्रिमश्विनावनीतमुन्निन्यथुःसर्वगणंस्वस्ति ॥८॥

प०— हिमेन । अग्निम् । घ्रंसम् । अवारयेथाम् । पितुऽमतीम् । ऊर्जम् । अस्मै । अधत्तम् । ऋबीसे । अत्रिम् । अश्विना । अवऽनीतम् । उत । निः । ऊनयथुः । सर्वऽगणम् । स्वस्ति ॥८॥

* અગ્નિ સંબંધમાં ૧૧૨–૭ નીચે ટીપ જુઓ.

અ૦—હે અશ્વિન્ (દેવો)!, તમે શીતોદક વડે બળબળતા અગ્નિને નિવાર્યો. આ (અગ્નિ)ને બલપ્રદ અન્ન અર્પણ કર્યું. અંધારા પીડાસંત્રગૃહ વિષે અવળે મુખે નાંખેલા અત્રિને બ્હાર કાઢી, સાંગોપાંગ અથવા તેના પુત્રગણસમેત, તેને ઘર સહીસલામત આણ્યો. અથવા (૨) વૃષ્ટિજળવડે, અગ્નિવત્ જળહળતા નિદાઘકાળના દિવસની તીક્ષ્ણતાને નિવારી. આ અગ્નિને, (પુરોડાશાદિક) અન્નયુક્ત, બલકારક ઘૃત અર્પણ કર્યું. પૃથિવીના પદાર્થો નિસ્તેજ થતાં ઔષધિઓ ઉત્પન્ન કરવા, હવિ વા ઔષધિના ભક્ષક (પાર્થિવ) અગ્નિને, વ્રીહિ-આદિ ઔષધિ સમેત તમે બ્હાર આણ્યો. (અર્થાત્, કારણાત્મક પાર્થિવાગ્નિ વિષે રહેલાં સર્વ ઔષધિઓને, તમે વૃષ્ટ્યુદક વડે વ્યક્ત કર્યાં.) ૮

परावतंनासत्यानुदेथामुच्चाबुध्नंचक्रथुर्जिह्मबारम् ।
क्षरन्नापोनपायनायरायेसहस्रायतृष्यतेगोतमस्य ॥ ९ ॥

प०— परा । अवतम् । नासत्या । अनुदेथाम् । उच्चाऽबुध्नम् । चक्रथुः । जिह्मऽबारम् । क्षरन् । आपः । न । पायनाय । राये । सहस्राय । तृष्यते । गोतमस्य ॥ ९ ॥

અ૦—સત્ય-સ્વભાવવાળા, વા સત્યનેતા, વા નાસિકાથી ઉત્પન્ન હોનાર હે અશ્વિન્ (દેવો)!, તમે કૂપ દૂર હતો તેમે સમીપમાં આણ્યો. ગળું ફેરવી ઉપર આણી તેનું મુખ વાંકું વાળ્યું. તેમાંથી હવિ અર્પણ કરનાર, સહનશીલ, તૃષાર્ત ગોતમને પાન કરવા અર્થે, જળ વેહેવા લાગ્યું. અથવા, તેથી ગોતમને અસંખ્ય સંપત્તિ મળી. ૯

जुजुरुषो नासत्योत वव्रिं प्रामुञ्चतं द्रापिमिव च्यवानात् ।
प्रातिरतं जहितस्यायुर्दस्रादित्पतिमकृणुतं कनीनाम् ॥१०॥

प०— जुजुरुषः । नासत्या । उत । वव्रिम् । प्र । अमुञ्चतम् । द्रापिम्ऽइव । च्यवानात् । प्र । अतिरतम् । जहितस्य । आयुः । दस्रा । आत् । इत् । पतिम् । अकृणुतम् । कनीनाम् ॥ १० ॥ ९ ॥

अ०—हे અશ્વિન્ (દેવો)! તમે, જીર્ણ ચ્યવનના શરીર ઉપરથી, કવચની પ્રમાણે જરાવસ્થાને છેક ઉખેડી નાંખી. હે દસ્રા, અથવા સુંદર (દેવો)!, તમે (પુત્રાદિઓએ) છાંડેલ (ચ્યવન) ઋષિનું આયુષ્ય વધાર્યું, અને તે પછી તેને તરુણ કન્યાઓનો પતિ કર્યો. १०

ઇતિ નવમો વર્ગ સમાપ્ત.

*तद्वां नरा शंस्यं राध्यं चाभिष्टिमन्नासत्या वरूथम् ।
यद्विद्वांसा निधिमिवापगूळ्हमुद्दर्शतादूपथुर्वन्दनाय ॥११॥

प०— तत् । वाम् । नरा । शंस्यम् । राध्यम् । च । अभिष्टिऽमत् । नासत्या । वरूथम् । यत् । विद्वांसा । निधिम्ऽइव । अपऽगूळ्हम् । उत् । दर्शतात् । ऊपथुः । वन्दनाय ॥ ११ ॥

अ०—હે આરોગ્યનેતા અશ્વિન્ (દેવો)!, વિદ્વાન એવા તમે, નિધિની પેઠે સંતાડેલા વન્દનને કૂવાની બ્હાર કાઢેલો તે તમારું કૃત્ય, પ્રશંસનીય, આરાધનીય, અભિમુખે પ્રાપ્ત કરવા યોગ્ય તથા કામના કરવા યોગ્ય છે. ११

* ટીપ—વંદન સંબંધમાં ११२-५ નીચેની ટીપ જુઓ.

*तद्वांनरासनयेदंसउग्रमाविष्कृणोमितन्यतुर्नवृष्टिम् ।
दध्यङ्हयन्मध्वाथर्वणोवामश्वस्यशीर्ष्णाप्रयदीमुवाच ॥१२॥

प०— तत् । वाम् । नरा । सनये । दंसः । उग्रम् । आविः । कृणोमि । तन्यतुः । न । वृष्टिम् । दध्यङ् । ह । यत् । मधु । आथर्वणः । वाम् । अश्वस्य । शीर्ष्णा । प्र । यत् । ईम् । उवाच ॥ १२ ॥

અ०—હે શૂરા દેવો !, અથર્વના પુત્ર દધ્યઙે અશ્વનું શિર ધારણ કરી, તમને જે મધુવિદ્યા કહી સંભળાવી તે તમારા દુઃશક્ય પરાક્રમને, ગર્જના જેમ વૃષ્ટિને પ્રગટ કરે તેમ હું પ્રગટ કરું છું. ૧૨

अजोहवीन्नासत्याकरावांमहेयामन्पुरुभुजापुरंन्धिः ।
श्रुतंतच्छासुरिवबध्रिमत्याहिरण्यहस्तमश्विनावदत्तम ॥१३॥

प०— अजोहवीत् । नासत्या । करा । वाम् । महे । यामन् । पुरुऽभुजा । पुरम्ऽधिः । श्रुतम् । तत् । शासुःऽइव । वध्रिऽमत्याः । हिरण्यऽहस्तम् । अश्विनौ । अदत्तम् ॥ १३ ॥

---

* ઇંદ્રે દધ્યઙ્ ઋષિને પ્રવર્ગ્ય વિદ્યા અને મધુવિદ્યા શીખવેલી અને તેને કહેલું કે તે બીજા કોઇને શીખવવી નહી જો શીખવીશ તો તારો શિરચ્છેદ કરીશ. અશ્વિનદેવોએ દધ્યઙનું શિર તોડી, ત્યાં અશ્વનું શિર જોડી દીધું. તે પછી, અશ્વિનને તેણે બન્ને વિદ્યા શિખવી. ઇન્દ્રે તેનું શિર કાપી લીધું તેની જગાએ, અશ્વિનદેવે મૂળ મસ્તક જોડી દીધું.

અ૦—હે બહુપાલક વા, બહુહસ્તવાળા અશ્વિન ( દેવો )! મહાબુદ્ધિમાન વધ્રીમતીએ, અભિમત ફલ સંપાદન કરતાર એવા તમો તેની, મહાન સ્તોત્ર વડે ( વારંવાર ) પ્રાર્થના કરી. ગુરૂના વચનની પેઠે, તમે તે ( એક ચિત્તે )-સાંભળી. તમોએ, તેને હિરણ્યહસ્ત નામનો પુત્ર અર્પણ કર્યો ૧૩

आस्नोवृकस्यवर्तिकामभीकेयुवंनरानासत्यामुमुक्तम् ।
उतोकविंपुरुभुजायुवंहकृपमाणमकृणुतंविचक्षे ॥१४॥

प०— आस्नः । वृकस्य । वर्तिकाम् । अभीके । युवम् । नरा । नासत्या । अमुमुक्तम् । उतो इति । कविम् । पुरुऽभुजा । युवम् । ह । कृपमाणम् । अकृणुतम् । विऽचक्षे ॥ १४ ॥

અ૦—હે શૂરા અશ્વિન ( દેવો )!, વૃક ( શ્વાન ) તથા વર્તિકા (ચીમણી)નું યુદ્ધ પ્રાપ્ત થતાં તમે, વર્તિકાને વૃકના મુખમાંથી છોડાવી. હે બહુપાલક ( દેવો )!, તમેજ સ્તુતિ કરતા, કવિ (ઋષિ)ને દૃષ્ટિદાન કર્યું. ૧૪

चरित्रंहिवेरिवाच्छेदिपर्णमाजाखेलस्यपरितक्म्यायाम् ।
सद्योजंघामायसींविश्पलायैधनेहितेसर्तवेप्रत्यधत्तम् ॥१५॥१०॥

प०— चरित्रम् । हि । वेःऽइव । अच्छेदि । पर्णम् । आजा । खेलस्य । परिऽतक्म्यायाम् । सद्यः । जंघाम् । आयसीम् । विश्पलायै । धने । हिते । सर्तवे । प्रति । अधत्तम् १५।१०

અ૦—સંગ્રામ વિષે, ખેલ રાજાની સ્ત્રી વિશ્પલાનો ચરણ, પક્ષિની પાંખની પેઠે છેદાઇ ગયેલો ( તેના પુરોહિત અગસ્ત્યે તમારી સ્તુતિ કરતા ), હે અશ્વિન ( દેવો )! તમે, યુદ્ધ વિષે

સ્થાપિત ધનસંપત્તિ જીતવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં, તેમાં જવા રાત્રિ વિષે આવી, એકદમ લોખંડી જાંઘ બેસાડી. ૧૫

ઇતિ દશમો વર્ગ સમાપ્ત.

*शतंमेषान्वृक्येचक्षदानमृज्राश्वंतंपितान्धंचकार ।
तस्माअक्षीनासत्याविचक्षआधत्तंदस्राभिषजावनर्वन् ॥१६॥

प०— शतम् । मेषान् । वृक्ये । चक्षदानम् । ऋज्रऽअश्वम् । तम् । पिता । अन्धम् । चकार । तस्मै । अक्षी इति । नासत्या । विऽचक्षे । आ । अधत्तम् । दस्रा । भिषजौ । अनर्वन् १६

અ૦—ઋજ્રાશ્વે, (અશ્વિનનો રાસભ) વૃકીસ્વરૂપે તેની પાસે આવેલો તેને એકસો મેંઢાં કાપી ખવડાવ્યાં તેને, તેના પિતા (વૃષાગિર) એ, (ડોળા ફોડી) આંધળો કર્યો. તેને; હે રૂડા દેવવૈદ અશ્વિન (દેવો)', તમે જોવાને અસમર્થ એવી આંખોને દેખતી કરી. ૧૬

*आवांरथंदुहितासूर्यस्यकार्ष्मेवातिष्ठदर्वताजयन्ती ।
विश्वेदेवाअन्वमन्यन्तहृद्भिःसमुश्रियानासत्यासचेथे ॥१७॥

---

* १ ऋज्राश्वः शतमेकं मेषान् । ऋ० मं० १-८-१६. ।
२ अश्विनौ वै देवानां भिषजौ । तै० सं० २-३-११. ।

આ સંબંધમાં, વળી જુઓ ૧૧૭-૧૭-૧૮.

* १ प्रजापतिर्वै सावित्रीं दुहितरं सोमाय प्रायच्छत् । ऐ० ब्रा० ४-७ ।
२ सत्येनोत्तभिता भूमिः । ऋ० मं० ८-३-१०. ।

ટીપ—સવિતાદેવને પોતાની કન્યા સૂર્યાને સોમરાજાને દેવાની

प०— आ । वाम् । रथम् । दुहिता । सूर्यस्य । कार्ष्मऽइव । अतिष्ठत् । अर्वता । जयन्ती । विश्वे । देवाः । अनु । अमन्यन्त । हृत्ऽभिः । सम् । ऊँ इति । श्रिया । नासत्या । सचेथे । इति ॥ १७ ॥

अ०—હે અશ્વિન (દેવો)!, તમારા અશ્વવડે જીતેલી સૂર્યકન્યા, શરતનાં કાષ્ઠની પ્રમાણે, તમારા રથ ઉપર આરૂઢ થઇ. તેને, સર્વ ઇતર દેવોએ, હૃદયપૂર્વક અનુમોદન આપ્યું ત્યારે તમે, રૂડીરીતે શોભવા લાગ્યા. ૧૭

यदयातं दिवोदासाय वर्तिर्भरद्वाजायाश्विना हयन्ता ।
रेवदुवाह सचनो रथो वां वृषभश्च शिंशुमारश्च युक्ता ॥१८॥

प०— यत् । अयातम् । दिवःऽदासाय । वर्तिः । भरत्ऽवाजाय । अश्विना । हयन्ता । रेवत् । उवाह । सचनः । रथः । वाम् । वृषभः । च । शिंशुमारः । च । युक्ता ॥ १८ ॥

अ०—હે અશ્વિન (દેવો)!, સ્તોત્રવડે તમારું આહ્વાન થતાં તમે, હવિ ધારણ કરનાર દિવોદાસને ઘેર ગયા ત્યારે તમારો કૃપાવંત રથ, ધનયુક્ત અન્ન વહી આવેલો. તે રથે, બેલ તથા ઝૂડ (ગ્રાહ) જોડેલા. ૧૮

रयिं सुक्षत्रं स्वपत्यमायुः सुवीर्यं नासत्या वहन्ता ।
आ जह्नावीं समनसोप वाजैस्त्रिरह्नो भागं दधतीमयातम् ॥१९॥

---

મુચ્છા હતી. સર્વ દેવોએ, શરત કરી કે સૌની આગળ જે દોડી જાય તેને સૂર્યા વરે. અશ્વિનદેવો તેમાં જીતેલા હોઇ, સૂર્યા તેમના રથ ઉપર આરૂઢ થઇ.

प०— र॒यिम् । सु॒ऽक्ष॒त्रम् । सु॒ऽअ॒प॒त्यम् । आयुः॑ । सु॒ऽवीर्य॑म् । नास॑त्या । वह॑न्ता । आ । ज॒ह्नावी॑म् । सऽम॑नसा । उप॑ । वाजैः॑ । त्रिः । अह्नः॑ । भा॒गम् । दध॑तीम् । अ॒या॒त॒म् ॥ १९

अ०—હે અશ્વિન્ (દેવો) ¹, દિવસમાં ત્રણવાર હવિર્ભાગની આહુતિ દેનાર, હવિસંપન્ન એવા જન્હુ ઋષિના વંશજોની અભિમુખ, તમે એકત્ર મનવાળા થઈ સંપત્તિ, રૂડું બળ, રૂડી સંતતિ તથા રૂડું વીર્યસંપન્ન અન્ન લેતા આવોછો. ૧૯

*परि॑विष्टंजाहु॒षंवि॒श्वतः॑सीं॒सु॒गेभि॒र्नक्त॑मूहथू॒रजो॑भिः ।
वि॒भि॒न्दुना॑नासत्या॒रथे॑न॒विपर्व॑ताँअजर॒यूअ॑यातम् ॥२०॥११॥

प०— परि॑ऽविष्टम् । जा॒हु॒षम् । वि॒श्वतः॑ । सी॒म् । सु॒ऽगेभिः॑ । नक्त॑म् । ऊ॒ह॒थुः॒ । रजः॑ऽभिः । वि॒भि॒न्दुना॑ । ना॒स॒त्या॒ । रथे॑न । वि । पर्व॑तान् । अ॒ज॒र॒यू॒ इति॑ । अ॒या॒त॒म् ॥ २० ॥ ११ ॥

अ०—હે નિત્યતરુણ અશ્વિન્ (દેવો) !, તમે ચોમેર (શત્રુઓ વડે) વીંટળાયલ જાહુષ(રાજા)ને, સર્વભેદક રથ વડે રાત્રિની વેળાયે સુગમ, રજક માર્ગે બ્હાર આણ્યો, અને અનેક પર્વતો ઓળંગ્યા. ૨૦

ઇતિ અગીયારમો વર્ગ સમાપ્ત.

*एक॑स्या॒वस्तो॑रावतं॒रणा॑य॒वश॑मश्विना॒सन॑ये॒सहस्रा॑ ।
निर॑हतंदु॒च्छुना॒इन्द्र॑वन्तापृथु॒श्रव॑सोवृषणा॒वरा॑तीः ॥२१॥

---

* ' જાહુષ " સંબંધમાં જુઓ ૭-૭૧-૫

¹ * ' વશ ' સંબંધમાં જુઓ ૧૧૨-૧૦ નીચેની ટીપ

प०— एकस्याः । वस्तोः । आवतम् । रणाय । वशम् । अश्विना । सनये । सहस्रा । निः । अहतम् । दुच्छुनाः । इन्द्रऽवन्ता । पृथुऽश्रवसः । वृषणौ । अरातीः ॥ २१ ॥

अ०—હે અશ્વિન્ ( દેવો ) ! તમે, પ્રત્યેક દિવસ અસંખ્ય સુંદર સંપત્તિ મળે તે રીત્યે, વશ (ઋષિ)નું રક્ષણ કર્યું. હે કામનાના વરસાવનારાઓ !, તમે ઇન્દ્રની સહાય્ય વડે યુક્ત થઇ, પૃથુશ્રવાના ઉપદ્રવકારક શત્રુઓનો એક નાશ કર્યો. ૨૧

शरस्यंचिदार्चत्कस्यावतादानीचादुच्चाचक्रथुःपातवेवाः ।
शयवेचिन्नासत्याशचीभिर्जसुरयेस्तर्यंपिप्यथुर्गाम् ॥२२॥

प०— शरस्य । चित् । आर्चत्ऽकस्य । अवतात् । आ । नीचात् । उच्चा । चक्रथुः । पातवे । वारिति वाः । शयवे । चित् । नासत्या । शचीभिः । जसुरये । स्तर्यम् । पिप्यथुः । गाम् ॥ २२ ॥

अ०—ઋચત્કના પુત્ર શરને પીવા તમે, ઉંડા કુવામાથી પાણી ઉપર કાઢ્યું. હે અશ્વિન્ ( દેવો )', તમે શ્રાત (દમીયન) શયુ (ઋષિ) અર્થે તમારા પરાક્રમ વડે, વાંઝણી ગાયને દુઝણી કરી ૨૨

*अवस्यतेस्तुवतेकृष्णियायऋजूयतेनासत्याशचीभिः ।
पशुंननष्टमिवदर्शनायविष्णाप्वंददथुर्विश्वकाय ॥२३॥

प०— अवस्यते । स्तुवते । कृष्णियाय । ऋजुऽयते । नासत्या । शचीभिः । पशुम् । न । नष्टम्ऽइव । दर्शनाय । विष्णाप्वम् । ददथुः । विश्वकाय ॥ २३ ॥

---

* ' શયુ ' સંબંધમાં ૧૧૩-૧૬ જુઓ.

અ૦—હે અશ્વિન્ (દેવો)!, પોતાનું સંરક્ષણ ઇચ્છનાર, સ્તુતિ કરનાર, અને સન્માર્ગે જનાર કૃષ્ણપુત્ર વિશ્વકને, ખોવાયેલ પશુની પ્રમાણે, તમે તમારા પરાક્રમ વડે, વિષ્ણાપ્વ નામના (ખોવાયેલ) પુત્રને નજરે કર્યો. ૨૩

*दशरात्रीरशिवेनानवद्यूनवनद्धंश्रथितमप्स्वन्तः ।
।वप्रुतंरेभमुदनिप्रवृक्तमुन्निन्यथुःसोममिवस्रुवेण ॥२४॥

प०— दश । रात्रीः । अशिवेन । नव । द्यून् । अवऽनद्धम् । श्नथितम् । अप्ऽसु । अन्तरिति । विऽप्रुतम् । रेभम् । उदनि । प्रऽवृक्तम् । उत् । निन्यथुः । सोमम्ऽइव । स्रुवेण ॥२४॥

અ૦—ઘાતક દોરડા વડે બાંધી, દશ રાત્રિ અને નવ દિવસ જળમાં બુડાડી, અત્યંત પીડિત તથા સંતપ્ત એવા રેભને, તમે પળી વડે, સોમરસને ઉપર કાઢે તેમ બ્હાર કાઢ્યો ૨૪

प्रवांदंसांस्यश्विनाववोचमस्यपतिःस्यांसुगवःसुवीरः ।
उतपश्यन्नश्नुवन्दीर्घमायुरस्तमिवेज्जरिमाणंजगम्याम् ॥२५॥१२

प०— प्र । वाम् । दंसांसि । अश्विनौ । अवोचम् । अस्य । पतिः । स्याम् । सुऽगवः । सुऽवीरः । उत । पश्यन् । अश्नुवन् । दीर्घम् । आयुः । अस्तम्ऽइव । इत् । जरिमाणम् । जगम्याम् ॥ २५ ॥ १२ ॥

અ૦—હે અશ્વિન્ (દેવો)!, મેં આ પ્રકારે તમારા પરાક્રમોનું વર્ણન કર્યું. હું રૂડી ગાયો તથા વીર પુરૂષો વડે યુક્ત થઈ, આ (રાષ્ટ્ર)નો સ્વામી થાઉં. વળી, ચક્ષુ આદિ યાવત્

* 'રેભ' સબંધમાં જુઓ ૧૧૧-૫.

ઇન્દ્રિયોના સામર્થ્ય વડે સંપન્ન થઇ દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરી, જેમ કોઇ, ( ગૃહપતિ નિષ્કંટકપણે ) પોતાના ગૃહ વિષે પ્રવેશ કરે તેમ, હું વૃદ્ધાવસ્થાને પામું. ૨૫

ઇતિ બારમો વર્ગ સમાપ્ત.

---

## सूक्त ११६.

१ प्रवृंजे = છેદી તૈયાર કરે. ( वृजीवर्जने ).
२ अभ्रियानि = મેઘસ્થ જળને.
३ अर्भगाय = બાળને.
४ सेनाजुवा = શત્રુ પકડી ન શકે તેવા વેગવાળા. ( जुगतौ ).
५ नासत्याभ्यां = सत्सुभवौ सत्यौ न सत्यौ असत्यौ न असत्यौ नासत्यौ ताभ्यां = સત્યસ્વરૂપ અશ્વિનૌદેવો અર્થે.
६ वीळुपत्मभिः = बलमदुत्पतैः = જોરભર ઉડનારઃ
७ आशुहेमभिः = શીઘ્ર ગતિવાળા. ( आशु हिन्वन्ति गच्छन्तीत्याशुहेमानः तैः ).
८ जूतिभि. = प्रेरणैः = પ્રેરણાના યોગે.
९ शाशदाना = शाशद्यमानयोः अत्यर्थं प्रेर्यमाणयोः = અત્યર્થ પ્રેરાનાર. ( शदूलृशातने ).
१० समुद्रमेघे = સમુદ્ર વિષે. ( मिहसेचने ).
११ ममृवान् = म्रियमाणः = મરણોન્મુખ.
१२ अवाहाः = पर्यत्याक्षीत् = છોડી દીધો. (ओहाक् त्यागे).
१३ अंतरिक्षप्रुद्भिः = જળની ઉપરજ ચાલનાર. ( प्रुङ्गतौ ).
१४ धन्वन् = धन्वनि = જળવર્જિત પ્રદેશ વિષે. (धविर्गत्यर्थः)
१५ अनारंभणे = આલંબનરહિત.

१६ अग्रभणे = अग्रहणे = હાથેથી પકડાય તેવા આધારભૂત પદાર્થો વિનાના

१७ शतारिंशा = સે કડો હનેસાવાળી ( જગતી )

१८ अस्त = ગૃહ

१९ अघाश्वाय = अहन्तव्यायाश्वायपेदुनाम्ने राजर्षये = પેદુને

२० अर्यः = શત્રુને પ્રેરયિતા અથવા, યુદ્ધ વિષે પ્રેરવા યોગ્ય

२१ पुरंधिम = વિપુલ બુદ્ધિ

२२ कारोतरात् = દારૂના પીપમાથી

२३ वृष्ण = સમર્થ

२४ अरदतम् = व्यलिखतम् = અર્પણ કરી

२५ द्युम = दीप्यमान = ઝળઝળતા

२६ पितुमतीम् - અન્નયુક્ત

२७ ऋबीसे = अपगततेजस्के पृथिवीद्रव्ये = નિસ્તેજ, સુકાઇ ગયેલા પદાર્થો વિષે અથવા અધારા પીડાયત્ર ગૃહ વિષે.

२८ अयतम् = अवस्तात्तत कूप = કુવો.

२९ जिह्मवार = વાંકા મુખવાળો ( जिह्मवक्र वार द्वार यस्य स तम )

३० जुजुरुष = जीर्णात् = જીર્ણ.

३१ वव्रिम = कृत्स्न शरीरमावृत्यावस्थिता जरा = જરાવસ્થાને ( वृञ्वरणे )

३२ द्रापिम् = કવચ

३३ कनीना = કન્યાઓના

३४ अभिष्टिमत् = અભિમુખ પ્રાપ્ત કરવા યોગ્ય

३५ वरूथ = वरणीय कामयितव्य = કામના કરવા યોગ્ય.

३६ दर्शतात् = अध्वगै विपासुभि द्रष्टव्यात् कूपात् = કુવાની બ્હાર.
३७ ऊपथु = अहार्षं = બ્હાર કાઢ્યો (दुवप् बीजतन्तु सताने)
३८ दस = કર્મ
३९ सनये = धनप्रभार्थ
४० तन्यतु = ગર્જના
४१ करा = અભિમત કૃતના કર્તા
४२ मह्े = મહનીય = પૂજનીય
४३ यामन् = यामनि याति गच्छतीति याम = સ્તોત્ર
४४ शासु = આચાર્ય (ગુરૂ)ના
४५ आस्न = आस्यात् = મુખમાંથી.
४६ अमीके = अभिगते = પ્રાપ્ત
४७ कृपमाणम = સ્તુતિ કરતી.
४८ चरित्र = ચરણ
४९ वे = પક્ષિના
५० आजा = आजौ = સંગ્રામ વિષે
५१ परितक्म्यायाम = રાત્રિ વિષે. ( परित यना ( सूर्य ) तकतीति ( नि ११–२६. )
५२ सर्तवे = જવા
५३ चक्षदान = કાપી ખવડાવનારને ( क्षदतिरत्तिकर्मा )
५४ अनर्वन् = द्रष्टव्य प्रति गमनरहिते = જોવાને અસમર્થ ( ऋगतो )
५५ काष्मं = શરતનુ કાષ્ઠ
५६ वर्ति = ઘર.
५७ हय ता = स्तुतिभिराहूयमानौ = સ્તોત્રવડે આહ્વાન થતા

५८ सघनः = सेचतः = કૃપાવંત.

५९ शिशुमारः = ग्राहः = મગર.

६० विभिन्दुना = विशेषेण सर्वस्य भेदकेन = સર્વભેદક. ( भिदिर् विदारणे ).

६१ अजरयू = જરારહિત.

६२ वस्तोः = પ્રત્યેક દિવસ.

६३ रणाय = रमणीयाय = સુંદર.

६४ दुच्छुनाः = दुष्टसुखान्दुःखस्यकर्तॄन् = ઉપદ્રવકારક. (शुन= सुख ).

६५ वाः = ઉદક.

६६ पातवे = પાનાર્થે.

६७ जसुरये = શ્રાન્ત. ( जसुहिंसायां ).

६८ स्तर्यम् = निवृत्तप्रसवां = વાંઝણી.

६९ अवस्यते = સંરક્ષણ ઇચ્છનારને.

७० अवनद्धं = બદ્ધ. = ( णह बन्धने ).

७१ श्रथितम् = हिंसितम् = અત્યંત પીડિત. (श्रथ हिंसायां)

७२ उदनि = ઉદક વિષે.

७३ विप्रुतं = विप्लुतं व्याक्षिप्त सर्वांगं= ભુંડેલ. (पुङ्गतौ).

७४ प्रवृक्तं = प्रवृञ्जनेन संतप्तं = સંતપ્ત.

७५ अस्तं = ઘર.

७६ जरिमाणं = વૃદ્ધાવસ્થા.

---

## सूक्त ११७.

ઋષિઃ—કક્ષીવાન્; દેવતાઃ—અશ્વિન્; છન્દઃ—ત્રિષ્ટુભ્.

मध्वःसोमस्याश्विनामदायप्रत्नोहोताविवासतेवाम् ।
बर्हिष्मतीरातिर्विश्रितागीरिषायातंनासत्योपवाजैः ॥१॥

प०— मध्वः । सोमस्य । अश्विना । मदाय । प्रत्नः । होता । आ ।
विवासते । वाम् । बर्हिष्मती । रातिः । विऽश्रिता । गीः ।
इषा । यातम् । नासत्या । उप । वाजैः ॥ १ ॥

અ૦—હે અશ્વિન્ (દેવો)!, મધુર સોમરસ વડે તમને આનંદ પમાડવા આ પુરાતન હોતા, (હોમ કરનાર યજમાન) તમારી પરિચર્યા કરે છે. તમારા માટે હવિ દર્ભ ઉપર મૂકેલું છે, તથા સ્તોત્રો તૈયાર કરેલાં છે. હે અશ્વિન્ (દેવો)!, તમે અન્ન તથા બળ લઇને અમારી પાસે આવો. ૧

योवामश्विनामनसोजवीयान्रथःस्वश्वोविशआजिगाति ।
येनगच्छथःसुकृतोदुरोणंतेननरावर्तिरस्मभ्यंयातम् ॥२॥

प०— यः । वाम् । अश्विना । मनसः । जवीयान् । रथः । सुऽअश्वः ।
विशः । आऽजिगाति । येन । गच्छथः । सुऽकृतः । दुरोणम् ।
तेन । नरा । वर्तिः । अस्मभ्यम् । यातम् ॥ २ ॥

અ૦—હે અશ્વિન્ (દેવો)!, તમારો મનથી પણ અતિશય વેગવાળો, રૂડા અશ્વોવાળો રથ, લોકાભિમુખ પ્રયાણ કરે છે. જે રથવડે, રૂડા યાગ કરનારના યજ્ઞગૃહ પ્રતિ પ્રયાણ કરો છો તે વડે હે શૂરા (દેવો)!, તમે અમારે ઘેર આવો. ૨

*ऋषिंनरावंहंसःपांचंजन्यमृबीसादत्रिंमुंचथोगणेनं ।
मिनन्तादस्योरशिवस्यमायाअनुपूर्वंवृषणाचोदयंन्ता ॥३॥

प०— ऋषिम् । नरौ । अंहसः । पांचऽजन्यम । ऋबीसांत । अ-त्रिम् । मुंचथः । गणेनं । मिनन्तां । दस्योः । अशिवस्य । मायाः । अनुऽपूर्वम् । वृषणा । चोदयन्ता ॥ ३ ॥

अ०—હે શરા કામનાના વરસાવનાર અશ્વિન (દેવો)!, તમે દુષ્ટ અસુરની કપટજાળને અનુક્રમે નિવારણ કરી, પાપરૂપી અગ્નિકુંડમાંથી લોકપ્રિય અત્રિઋષિને, અગ્નિશુદ્ધ વા પરિવારસહ મુક્ત કર્યો. (પંચજનો મધ્યે હોનાર રાહુગ્રસ્ત સૂર્યને મુક્ત કર્યો ) ૩

*अश्वंनगूळ्हमंश्विनादुरेवैर्ऋषिंनरावृषणारेभमप्सु ।
सन्तंरिणीथोविप्रुंतंदंसोंभिर्नवांजुर्यन्तिपूर्व्याकृतानि ॥४॥

प०— अश्वम् । न । गूळ्हम् । अश्विना । दुःऽएवैः । ऋषिम् । नरा । वृषणा । रेभम् । अप्ऽसु । सम् । तम् । रिणीथः । विऽप्रुतम् । दंसःऽभिः । न । वाम् । जुर्यन्ति । पूर्व्या । कृतानि ॥ ४ ॥

अ०—હે શરા, કામનાના વરસાવનાર અશ્વિન (દેવો)! તમે, વિશ્લિષ્ટ અવયવવાળા (વ્યાધિત) અશ્વની પેઠે, દુષ્ટો (અસુરો) એ અશ્વની પેઠે જળ વિષે બુડાડેલ, વિશ્લિષ્ટ અવયવવાળા રેભઋષિને, (બ્હાર કાઢી) તમારા પરાક્રમ વડે,

---

* ' अत्रि ' સંબંધમાં જુઓ ११२–७ નીચેની ટીપ.
* 'रेभ' સંબંધમાં ११२–५; ११६–२४ નીચેની ટીપ જુઓ.

રૂડી રીતે સમો કર્યો તમારાં પૂર્વ-પરાક્રમો, જીર્ણ થતાં નથીજ. ૪

*सुषुप्वांसंननिर्ऋतेरुपस्थेसूर्यंनदंस्रातमसिक्षियन्तम् ।
शुभेरुक्मंनदर्शतंनिखातमुदूपथुरश्विनावन्दनाय ॥५॥१३॥

પ૦— सुषुप्वांसम् । न । निःऋतेः । उपस्थे । सूर्यम् । न । दस्रा । तमसि । क्षियन्तम् । शुभे । रुक्मम् । न । दर्शतम् । निखातम् । उत् । ऊपथुः । अश्विना । वन्दनाय ॥५॥१३॥

અ૦—પૃથ્વીના ખોળા વિષે સૂતેલ પુરૂષની પેઠે ( કૂવા વિષે ) પડેલ, ( કૂપાંતર્ગત ) અંધકાર વિષે નિવાસ કરનાર સૂર્ય જેવા ( તેજસ્વી ), શોભાર્થ ( ઘડેલ ) સુવર્ણમય આભરણ જેવા દર્શનીય, એવા ( કૂવા વિષે ) દે ડેલા વન્દનઋષિને, હે સુંદર અશ્વિન્ ( દેવો ) !, તમે બ્હાર કાઢયો ૫

ઇતિ તેરમો વર્ગ સમાપ્ત

तद्वांनराशस्यंपज्रियेणकक्षीवतानासत्यापरिज्मन् ।
शफादश्वस्यवाजिनोजनायशतंकुम्भाँअसिञ्चतंमधूनाम् ॥६॥

પ૦— तत् । वाम् । नरा । शस्यम् । पज्रियेण । कक्षीवता । नासत्या । परिज्मन् । शफात् । अश्वस्य । वाजिनः । जनाय । शतम् । कुम्भान् । असिञ्चतम् । मधूनाम् ॥ ६ ॥

અ૦—હે શૂરા અશ્વિન્ ( દેવો ) !, અભીષ્ટ વસ્તુની પ્રાપ્તિ પ્રસંગે તમે, (જે) વેગવત અશ્વની ખરીમાંથી ભક્તાર્થ, મદ્યના સો

---

* 'વન્દન' સબંધમાં ૧૧૨-૫, ૧૧૬-૧૧ નીચેની ટીપ જુઓ.

ધડા સિંચી પૂર્યા, તે (તમારૂં પરાક્રમ), હુ-પજ્રિય-કક્ષી-વાન વડે અત્યંત પ્રશંસનીય છે. ૬

*युवंनरास्तुवतेकृष्णियायविष्णाप्वंददथुर्विश्वकाय ।
घोषायैचित्पितृषदेदुरोणेपतिंजूर्यन्त्याअश्विनावदत्तम् ॥७॥

प०— युवम् । नरा । स्तुवते । कृष्णियाय । विष्णाप्वम् । ददथुः ।
विश्वकाय । घोषायै । चित् । पितृऽसदे । दुरोणे । पतिम् ।
जूर्यन्त्यै । अश्विनौ । अदत्तम् ॥ ७ ॥

અ૦—હે શૂરા (દેવો)!, તમે સ્તુતિ કરનાર કૃષ્ણપુત્ર વિશ્વકને, (તેનો ખોવાયલ પુત્ર) વિષ્ણાપ્વ મેળવી આપ્યો. હે અશ્વિન (દેવો)!, તમે પિતાને ઘેર (અવિવાહિત) રહી ઘરડી થનાર ઘોષાને પતિ મેળવી આપ્યો ૭

*युवंश्यावायरुशतीमदत्तंमहःक्षोणस्याश्विनाकण्वाय ।
प्रवाच्यंतद्वृषणाकृतंवांयन्नार्षदायश्रवोअध्यधत्तम् ॥८॥

---

* ૧ ટીપ—'વિશ્વક' સંબંધમાં ૧૧૬-૨૩ નીચે ટીપ જુઓ.

૨ કક્ષીવાનને ઘોષા નામની બ્રહ્મવાદિની દુહિતા હતી. તેને કુષ્ઠ રોગ (કોઢ) હોવાથી, વર ન મળતાં અવિવાહિત રહેલી. અશ્વિનોએ, તે રોગ મટાડી તેને, વર મેળવી આપેલો

* ટીપ—બ્રાહ્મણની પરીક્ષા કરવા કણ્વને અસુરોએ ગાઢ અંધકારમાં ફેંક્યો અને કહ્યું કે તૂ બ્રાહ્મણ હોઇશ તો ઉષાકાળ ક્યારે હોય તે ઓળખી કહેજે. અશ્વિનોએ, તે કણ્વ પાસે જઇ કહ્યું, ઉષા વેળાયે અમે વીણા વગાડીશું તે ઉપરથી તૂ, ઉષાકાળ થયો એમ જાણજે.

प०— युवम् । श्यावाय । रुशतीम् । अदत्तम् । महः । क्षोणस्य । अश्विना । कण्वाय । प्रवाच्यम् । तत् । वृषणा । कृतम् । वाम् । यत् । नार्षदाय । श्रवः । अधिऽअधत्तम् ॥ ८ ॥

अ०—હે અશ્વિન્ (દેવો)!, તમે (કુષ્ઠ રોગને લઇ શ્યામવર્ણના) શ્યાવ(ઋષિ)ને ગોરી સ્ત્રી મેળવી આપી. (અંધ હોવાથી) એકતિ વસનાર કણ્વ(ઋષિ)ને, તમે તેજસ્વી ચક્ષુ આપ્યાં. હે કામનાના વરસાવનારાઓ!, તમે નૃષદ્પુત્ર (બધિર) કણ્વને, જે કાનો આપ્યા તે તમારૂ પરાક્રમ પ્રશંસનીય છે. અથવા(૨), કણ્વાર્થ તમે વીણાનો પ્રચણ્ડ ધ્વનિ કર્યો તે તમારૂ પરાક્રમ પ્રશંસનીય છે. ૮

*पुरूवर्पांस्यश्विनादधानानिपेदवऊहथुराशुमश्वम् ।
सहस्रसांवाजिनमप्रतीतमहिहनंश्रवस्यंतरुत्रम् ॥९॥

प०— पुरु । वर्पांसि । अश्विना । दधाना । नि । पेदवे । ऊहथुः । आशुम् । अश्वम् । सहस्रऽसाम् । वाजिनम् । अप्रतिऽइतम् । अहिऽहनम् । श्रवस्यम् । तरुत्रम् ॥ ९ ॥

अ०—હે અશ્વિન્ (દેવો)!, અનેક રૂપ ધારણ કરનાર એવા તમે, પેદુને હજારો સંપત્તિ પ્રાપ્ત કરાવનાર, બળવાન શત્રુઓ જેની સામે જઇ ન શકે તેવા શત્રુનો વધ કરનાર, સ્તુત્ય, તારક તથા શીઘ્રગામી અશ્વ અર્પણ કર્યો ૯

* 'पेदु' સંબંધમા ૧૧૬-૬ નીચેની ટીપ જુઓ

*एतानि॑वां॒श्रव॒स्या॑सुदानू॒ब्रह्मां॑गू॒षंसद॑नं॒रोद॑स्योः ।
यद्वां॑प॒ज्रासो॑अश्विना॒हव॑न्तेया॒तमि॒षाच॑वि॒दुषे॑च॒वाज॑म् ॥१०॥१४

प०— एतानि॑ । वा॒म् । श्र॒व॒स्या॑ । सु॒दा॒नू॒ इति॑सुऽदानू । ब्रह्म॑ । आ॒ङ्गू॒षम् । सद॑नम् । रोद॑स्योः । यत् । वा॒म् । प॒ज्रासः॑ । अ॒श्वि॒ना॒ । हव॑न्ते । या॒तम् । इ॒षा । च॒ । वि॒दुषे॑ । च॒ । वाज॑म् ॥ १० ॥ १४ ॥

अ०—હે દાનશૂર (દેવો)', તમારા આ (પરાક્રમો) શ્રવણીય છે ઘાવાપૃથિવી સ્વરૂપે રહેનાર એવા તમને સ્તોતાના સમીપમાં આણનાર, અથવા તમને પ્રસન્ન કરે તેવું સુંદર સ્તોત્ર રચ્યું છે હે અશ્વિન્ (દેવો)', જ્યારે પજ્રો ( અંગિરસ ગોત્રના યજમાનો ) તમને આહ્વાન કરે ત્યારે અન્ન સહ પધારો, અને સ્તોત્ર જાણનાર (હું) ને, અન્ન વા બળ અર્પણ કરો ૧૦

ઇતિ ચૌદમો વર્ગ સમાપ્ત

सू॒नोर्मान॑ना॒श्विना॑गृणा॒नावाजं॒विप्रा॑यभुरणा॒रद॑न्ता ।
अ॒गस्त्ये॒ब्रह्म॑णावावृधा॒नासंवि॒श्पलां॑नासत्यारिणीतम् ॥११॥

प०— सू॒नोः । मान॑न । अ॒श्विना॑ । गृ॒णा॒ना । वाज॑म् । विप्रा॑य । भु॒र॒णा॒ । रद॑न्ता । अ॒गस्त्ये॑ । ब्रह्म॑णा । व॒वृ॒धा॒ना । सम् । वि॒श्पला॑म् । ना॒स॒त्या॒ । अ॒रि॒णी॒त॒म् ॥ ११ ॥

अ०—હે પોષક અશ્વિન્ (દેવો)', (ખેલના પુરોહિત) અગસ્ત્યે

---

* इमे अश्विना संवत्सरोग्निर्वैश्वानर इति । तै० सं० ५-६-४ ।

સ્તોત્ર વડે તમારી સ્તુતિ કરતા, તમે મેધાવી ( ભારદ્વાજ ઋષિ )ને અન્નસંપત્તિ અર્પણ કરી અગસ્ત્યના સ્તોત્રવડે પ્રસન્ન થઇ, તમે ( ખેલની સ્ત્રી ) વિશ્પલાની ( સંગ્રામ વિષે કપાયલી ) જાંઘને રૂડી સમી કરી ૧૧

*कुहयान्तासुष्टुतिंकाव्यस्यदिवोंनपातावृषणाशयुत्रा ।
हिरण्यस्येवकुलशंनिखातमुदूपथुर्दशमेअश्विनाहन् ॥१२॥

प०— कुहं । यान्ता । सुऽस्तुतिम् । काव्यस्यं । दिवं । नपाता ।
वृषणा । शयुऽत्रा । हिरण्यस्यऽइव । कुलशम् । निऽखातम् ।
उत् । ऊपथुः । दशमे । अश्विना । अहन् ॥ १२ ॥

અ૦—દેદીપ્યમાન સૂર્યના પુત્ર, કામનાના વરસાવનાર, શયુના પરિત્રાતા, એવા હે અશ્વિન્ ( દેવો )!, તમે કાવ્ય(ભાર્ગવ) ની રૂડી સ્તુતિ સાંભળવા, તેને કયે નિવાસસ્થાને જાઓ છો ?. ભૂમિ વિષે દાટેલ સોનાનો ભરેલ હાંડો કોઇ ( નિપુણ પુરૂષ ), બ્હાર કાઢે તેમ તમે, દશમે દહાડે ( રેભને ) બ્હાર કાઢયો અથવા, રેભને તમે બ્હાર કાઢયો તે કયું સ્થાન ?. ૧૨

*युवंच्यवानमश्विनाजरंन्तंपुनर्युवानंचक्रथुःशचीभिः ।
युवोरथंदुहितासूर्यस्यसहश्रियानासत्यावृणीत ॥१३॥

प०— युवम् । च्यवानम् । अश्विना । जरन्तम् । पुनः । युवानम् ।
चक्रथुः । शचीभिः । युवोः । रथम् । दुहिता । सूर्यस्य ।
सह । श्रिया । नासत्या । अवृणीत ॥ १३ ॥

---

* वशायाशीरक्षियेन । ऋ० सं० १-८-१२ ।
* आवांरथदुहिता । ऋ० सं० १-८-११. ।

अ०—હે અશ્વિન્ (દેવો)', તમે વૃદ્ધ ચ્યવાનને તમારા પરાક્રમ વડે, યુવાન કર્યો હે અશ્વિન્ (દેવો)!, સૂર્યની દુહિતા, પોતાની કાંતિ સહ અથવા, ઋક્‌સહસ્ર રૂપી સંપત્તિ સહ તમારા રથ ઉપર આરૂઢ થઈ. ૧૩

*युवंतुग्रायपूर्व्येभिरेवैःपुनर्मन्यावभवतंयुवाना । युवंभुज्युमर्णसोनिःसमुद्राद्विभिरूहथुर्ऋज्रेभिरश्वैः ॥१४॥

प०— युवम् । तुग्राय । पूर्व्येभिः । एवैः । पुनःऽमन्यौ । अभवतम् । युवाना । युवम् । भुज्युम् । अर्णसः । निः । समुद्रात् । विऽभिः । ऊहथुः । ऋज्रेभिः । अश्वैः ॥ १४ ॥

अ०—હે દુઃખને ટાળનાર (દેવો)', તમે તમારાં પુરાતન સ્તોત્રો વડે, (ભુજ્યુપિતા) તુગ્રયને પુનઃ સ્તવનીય થયલા, તમે ગતિમાન, વેગવાન અશ્વોના યોગે ભુજ્યુને, અગાધ સમુદ્રમાંથી મ્હાર કાઢી આપ્યો. ૧૪

अजोहवीदश्विनातौग्र्योवांप्रोह्ळःसमुद्रमव्यथिर्जगन्वान् । निष्टमूहथुःसुयुजारथेनमनोजवसावृषणास्वस्ति ॥१५॥१५॥

प०— अजोहवीत् । अश्विना । तौग्र्यः । वाम् । प्रऽऊह्ळः । समुद्रम् । अव्यथिः । जगन्वान् । निः । तम् । ऊहथुः । सुऽयुजा । रथेन । मनःऽजवसा । वृषणा । स्वस्ति ॥१५॥१५

अ०—હે અશ્વિન્ (દેવો)', તમને પુનઃ તેના પિતાના કામે

* तुग्रोहभुज्युम । ऋ० म० १-८-८. ।

જતાં, સમુદ્ર વિષે પડી ગયેલો. તેણે, અવ્યથિત ચિત્તે તમારી સ્તુતિ કરી. હે મનના જેવા વેગવાળા, કામનાના વરસાવનાર (દેવો)!, તમે રૂડા અશ્વોવડે યુક્ત એવા રથ વડે, તેને ક્ષેમપૂર્વક બ્હાર કાઢી આણ્યો. ૧૫

ઇતિ પંદરમો વર્ગ સમાપ્ત.

*अजोहवीदश्विना वर्तिका वामास्नो यत्सीममुञ्चतं वृकस्य ।
वि जयुषा ययथुः सान्वद्रेर्जातं विष्वाचो अहतं विषेण ॥१६॥

પ૦— अजोहवीत् । अश्विना । वर्तिका । वाम् । आस्नः । यत् । सीम् । अमुंचतम् । वृकस्य । वि । जयुषा । ययथुः । सानु । अद्रेः । जातम् । विष्वाचः । अहतम् । विषेण ॥ १६ ॥

અ૦—હે અશ્વિન્ (દેવો)!, જ્યારે તમે શ્વાનના મુખમાંથી મુક્ત કરી ત્યારે ચીમણીએ, તમારી સ્તુતિ કરેલી. તમે, તમારા જય-શીલ રથના યોગે પર્વતની ટોચે ગયેલા. તમે વિષ્વાચના પુત્રને વિષ વડે હણ્યો. અથવા, (૨) સૂર્યમંડળમાંથી મુક્ત કરી તે સમયે, ઉષાએ તમારી સ્તુતિ કરેલી. ૧૬

*शतं मेषान्वृक्ये मामहानं तमः प्रणीतमशिवेन पित्रा ।
आक्षी ऋज्राश्वे अश्विनावधत्तं ज्योतिरन्धाय चक्रथुर्विचक्षे ॥१७॥

---

* १ आस्नोवृकस्य । ऋ० सं० १-८-१०. ।
२ परि यिंजाहुषम् । ऋ० सं० १-८-११. ।
* शतंमेषान्वृक्येचक्षदानम् । ऋ० सं० १-८-११. ।

प०— शतम् । मेषान् । वृक्ये । ममहानम् । तमः । प्रणीतम् । अशिवेन । पित्रा । आ । अक्षी इति । ऋज्रऽअश्वे । अश्विनौ । अधत्तम् । ज्योतिः । अन्धाय । चक्रथुः । विऽचक्षे ॥ १७ ॥

अ०—वृकीने सेंकडो मेढा समर्पण करनार ऋज्राश्वने तेना निर्दय पिताए आंधळो कर्यो तेने, हे अश्विन (देवो)! तमे, चक्षु आपी. ते आंधळाने, बधु जोई शके तेवी प्रकाशक चक्षु आपी १७

शुनमन्धाय भरमह्वयत्सा वृकीरश्विना वृषणा नरेति ।
जारः कनीन इव चक्षदान ऋज्राश्वः शतमेकं च मेषान् ॥१८॥

प०— शुनम् । अन्धाय । भरम् । अह्वयत् । सा । वृकीः । अश्विना । वृषणा । नरा । इति । जारः । कनीनःऽइव । चक्षदानः । ऋज्रऽअश्वः । शतम् । एकम् । च । मेषान् ॥१८॥

अ०—ते वृकीए, आंधळा (ऋज्राश्व)ने, (चक्षुरिन्द्रिय वडे निष्पाद्य) पोषक सुख प्राप्त थाय ते इच्छाथी प्रार्थना करी हे अश्वयुक्त, वा सर्वव्यापक, कामनाना वरसावनार शूरा अश्विन (देवो)!, तरुण कामी पुरुषनी पेठे, (ते जेम पोतानुं सर्व द्रव्य पर स्त्रीने आपी दे तेम) ऋज्राश्वे. मने एकसो ने एक मेढा कापीने आप्या छे १८

मही वामूतिरश्विना मयोभूरुत स्रामं धिष्ण्या सं रिणीथः ।
अथा युवामिदह्वयत्पुरन्धिरागच्छतं सीं वृषणाववोभिः ॥१९॥

प०— मही । वाम् । ऊतिः । अश्विना । मयःऽभूः । उत । स्रा-मम् । धिष्ण्या । सम् । रिणीथः । अथ । युवाम् । इत । अह्वयत । पुरंम्ऽधिः । आ । अगच्छतम् । सीम् । वृषणौ । अवःऽभिः ॥ १९ ॥

અ૦—હે અશ્વિન (દેવો)!, તમારી સંરક્ષણ-કૃપા, મહાન તથા સુખદાયક હોય છે. હે સ્તવનીય દેવો!, ત્રુટેલ અવયવવાળા (અત્ર્યાદિક)ને તમે સમા કરો છો. વળી, અત્યંત બુદ્ધિમતી (ઘોષા અથવા વિશ્પલા)એ, તમારીજ પ્રાર્થના કરેલી ત્યારે, હે કામનાના વરસાવનાર (દેવો)!, તમે કૃપા સહ તેની પાસે ગયેલા. ૧૯

अधेनुंदस्रास्तर्यं१विषक्तामपिन्वतंशयवेअश्विनागाम् ।
युवंशचीभिर्विमदायजायांन्यूहथुःपुरुमित्रस्ययोषाम् ॥२०॥१६

प०— अधेनुम् । दस्रा । स्तर्यम् । विऽसक्ताम् । अपिन्वतम् । शयवे । अश्विना । गाम् । युवम् । शचीभिः । विऽमदाय । जायाम् । नि । ऊहथुः । पुरुऽमित्रस्य । योषाम् ॥२०॥१६

અ૦—હે દર્શનીય અશ્વિન (દેવો)!, તમે શયુ અર્થે, કૃશ-અવયવવાળી, વાંઝણી, દૂધ-ન-દેનારી ગાયને દૂઝણી કરી. તમારા પરાક્રમ વડે તમે વિમદને, પુરૂમિત્રની કન્યા, સ્ત્રી તરીકે આણી આપી. ૨૦

ઇતિ સોળમો વર્ગ સમાપ્ત.

यवंवृकेणाश्विनावपन्तेषंदुहन्तामनुषायदस्रा ।
अभिदस्युंबकुरेणाधमन्तोरुज्योतिश्चक्रथुरार्याय ॥२१॥

प०— यवम् । वृकेण । अश्विना । वपन्ता । इषम् । दुहन्ता । मनुषाय । दस्रा । अभि । दस्युम् । बकुरेण । धमन्ता । उरु । ज्योतिः । चक्रथुः । आर्याय ॥ २१ ॥

अ०—हे दर्शनीय अश्विन् ( देवो )!, तमे विद्वान मनुना अर्थे, हळवडे यवादिक धान्य वावी, वृष्टयुदक वेहेवडावी, तथा असुरादिक, वज्रवडे हणी तमारुं विशाळ माहात्म्य देखाड्युं. अथवा, तमे सूर्याख्य ज्योति निर्माण कर्युं. २१

*आथर्वणायाश्विनादधीचेऽश्व्यंशिरःप्रत्यैरयतम् ।
सवांमधुप्रवोचदृतायन्त्वाष्ट्रंयद्दस्रावपिकक्ष्यंवाम् ॥२२॥

प०— आथर्वणाय । अश्विना । दधीचे । अश्व्यम् । शिरः । प्रति । ऐरयतम् । सः । वाम् । मधु । प्र । वोचत् । ऋतऽयन् । त्वाष्ट्रम् । यत् । दस्रौ । अपिऽकक्ष्यम् । वाम् ॥ २२ ॥

अ०—हे अश्विन् ( देवो )!, अथर्वणपुत्र दध्यङने तमे अश्वनुं शिर धारण कराव्युं. तेणे, ( हुं तमने प्रवर्ग्यविद्या तथा मधुविद्यानो उपदेश करीश एवी पूर्वे करेली प्रतिज्ञाने,) सत्य सिद्ध करवा, तमने इन्द्र पासेथी मेळवेली मधुविद्या कही., हे दर्शनीय ( देवो )!, तेणे तमने प्रवर्ग्य विद्या ( अवयव जोडवानी विद्या ) कही. २२

सदाकवीसुमतिमाचकेवांविश्वाधियोअश्विनाप्रावतंमे ।
अस्मेरयिंनासत्याबृहन्तमपत्यसाचंश्रुत्यंरराथाम् ॥२३॥

प०— सदा । कवी इति । सुऽमतिम् । आ । चके । वाम् । विश्वाः ।

---

* तद्वांनरासनये । ऋ० सं० १-८-१०. ।

धियः । अश्विना । प्र । अवतम् । मे । अस्मे इति । रयिम् ।
नासत्या । बृहन्तम् । अपत्यऽसाचम् । श्रुत्यम् । रराथाम् ॥ २३ ॥

अ०—हे विद्वान अश्विन् (देवो)!, तमारी मंगळकृपानी हुं सदा प्रार्थना करुं छुं. मारां सर्वेय कर्मोनुं, तमे छेक रक्षण करो. हे अश्विन (देवो)!, अमने विपुल, पुत्रादि-संपन्न, उत्कृष्ट संपत्ति द्यो. २३

हिरण्यहस्तमश्विनारराणापुत्रंनरावध्रिमत्याअदत्तम् ।
त्रिधाहश्यावमश्विनाविकस्तमुज्जीवसऐरयतसुदानू ॥२४॥

प०— हिरण्यऽहस्तम् । अश्विना । ररांणा । पुत्रम् । नरा । वध्रिऽमत्याः । अदत्तम् । त्रिधा । ह । श्यावम् । अश्विना । विऽकस्तम् । उत् । जीवसे । ऐरयतम् । सुदानू इति सुदानू ॥ २४ ॥

अ०—रमण करनार वा उदार, शूरा हे अश्विन् (देवो)!, वध्रिमतीने तमे हिरण्यहस्त नामनो पुत्र आप्यो. हे दानशूर अश्विन् (देवो)!, त्रण ठेकाणे (असुरोए) चिरेला श्यावने समो करी तमे जीवतो उठाड्यो. २४

एतानिवामश्विनावीर्याणिप्रपूर्व्याण्यायवोवोचन ।
ब्रह्मकृण्वन्तोवृषणायुवभ्यांसुवीरासोविदथमावदेम ॥२५॥१७॥

प०— एतानि । वाम् । अश्विना । वीर्याणि । प्र । पूर्व्याणि । आयवः । अवोचन् । ब्रह्म । कृण्वन्तः । वृषणा । युवऽभ्याम् । सुऽवीरासः । विदथम् । आ । वदेम ॥ २५ ॥ १७ ॥

અ૦—હે અશ્વિન્ (દેવો) !, તમારાં આ તથા પુરાતન પરાક્રમો, મારા પિતાદિકે વર્ણવેલાં. હે કામનાના વરસાવનારાઓ !, તમારા માટે સ્તોત્ર કરનારા અમે, સુવીરપુત્રસંપન્ન થઈ, યજ્ઞોમાં સૂક્તો ગાઈએ, અથવા અતિથિને સન્માનીએ ૨૫

## ઇતિ સત્તરમો વર્ગ સમાપ્ત.

## सूक्त ११७.

१ प्रत्नः = પુરાતન.
२ रातिः = दातव्यं हविः = અર્પણ કરવાનું હવિ.
३ आजिगाति = आभिमुख्येन गच्छति = લોકાભિમુખ પ્રયાણ કરે છે.
४ दुरोण = देवयजनलक्षणं गृहं = યજ્ઞ ગૃહ.
५ ऋबीसात् = शतद्वारे यन्त्रगृहे प्रक्षिप्तात् तुषाग्नेः = અગ્નિકુંડમાંથી.
६ दुरेवैः = दुष्प्रापैः असुरैः = દુષ્ટ અસુરોએ.
७ विप्रुतं = विश्लिष्टावयववन्तं = વિશ્લિષ્ટ અવયવવાળા.
८ जूर्यन्ति = જીર્ણ થાય છે.
९ संरिणीथः = संधत्तम् = સમો કર્યો. (रीगतिरेषणयोः).
१० सुषुप्वांसं = સૂતેલ.
११ निर्ऋतेः = પૃથ્વીના.
१२ क्षियन्तं = નિવાસ કરનાર.
१३ परिज्मन् = परिगमने = અભિષ્ટ વસ્તુની પ્રાપ્તિ પ્રસંગે.
१४ पितृषदे = पित्रासन्ने = પિતાના. (षद्लृविशरणादिषु).
१५ जूर्यन्त्यै = जरांप्राप्नुवत्यै = ઘરડી થનાર.

१६ क्षोणस्य = क्षोणाय = એકાંતે વસનાર; (૨) વીણાનો.
१७ वर्पांसि = रूप ( वृन्वरणे ).
१८ सहस्रसाम् = सहस्रसंख्याकस्य धनस्य सनितारं दातारं = હજારો સંપત્તિ પ્રાપ્ત કરાવનાર.
१९ अप्रतीतम् = शत्रुभिरप्रतिगतम् = શત્રુ જેના સામે જઈ ન શકે તેવો
२० तरुत्रम् = तरितारं = તારક. ( तृतरणे ).
२१ श्रवस्या = શ્રવણીય.
२२ आगृषम् = आघोषणीयं = સુંદર.
२३ सूनोः = कुमारप्रसूतस्य अगस्त्यस्य = અગસ્ત્યના.
२४ मानेन = स्तुत्यस्य परिच्छेदकेन स्तोत्रेण = સ્તોત્ર વડે
२५ गृणाना = स्तुयमानौ = પ્રસન્ન થઈ. ( गृशब्दे ).
२६ भुरणा = भर्तारौ पोषकौ = પોષક.
२७ रदन्ता = विलिखन्तौ निष्पादयन्तौ = અર્પણ કરી.
२८ कुह = कुत्र = ક્યાં.
२९ नपाता = પુત્ર
३० शयुत्रा = शयोः त्रायकौ = શયુના પરિત્રાતા
३१ निबाधम् = દાટેલ.
३२ अघृणीत = समभजत = આરૂઢ થઈ. ( वृञ् संभक्तौ ).
३३ एषै = स्तुत्यं प्रति गन्तृभिः स्तोत्रैः = સ્તોત્રો વડે. (इण गतौ ).
३४ पुन मन्यौ = પુનઃ સ્તવનીય.
३५ विभिः = गन्तृभि. = અતિમાન
३६ ऋज्रेभिः = શીઘ્રગતિવાળા ( ऋजगतिस्थाने ).
३७ प्रोळ्हः = पित्रा प्रापितः = પિતાના સામે જતાં.
३८ अजोहवीत् = आह्वयत् = આહ્વાન કર્યું.

३९ प्रयुषा = जयशीलेन = જયશીલ.
४० ममहानं = पूजितवन्तं = આહારાર્થે સમર્પણ કરનાર.
४१ शुनम् = સુખ
४२ भरं = પોષક.
४३ कनीनः = તરૂણકામી પુરૂષ. ( कनीदीप्तौ ).
४४ पक्षदानः = शकशीकुर्वन् = કાપી કટકા કરીને.
४५ स्नामं = વ્યાધિત.
४६ धिष्ण्या = સ્તવનીય.
४७ पुरंधिः = અત્યંત બુદ્ધિમતી.
४८ विपक्षाम् = विशेषेणसक्तावयवां = કૃશઅવયવવાળી; ( षञ्जसंगे ).
४९ अधेनुम् = अदोग्ध्रीम् = દૂધ ન દેનારી.
५० स्तर्यम् = निवृत्तप्रसवां = વાંઝણી. (स्तृञ्आच्छादने).
५१ वकुरेण = ભાસમાન વજ્રવડે.
५२ वपन्ता = वापयन्तौ = વાવીને.
५३ वृकेण = लांगलेन = હળવડે.
५४ धमन्ता = अभिघ्नन्तौ = હણીને. ( धमतिर्वधकर्मा ).
५५ अश्विकक्षयम् = छिन्नस्य यज्ञशिरसः कक्षप्रदेशेन पुनः सन्धानभूतं प्रवर्ग्यविद्याख्यं रहस्यम् = અવયવ જોડવાની ( પ્રવર્ગ્ય ) વિદ્યા.
५६ अपत्यसाचम् = अपत्यैः समवेत = પુત્રાદિસંપન્ન. (अपत्यैः सह्सेवते संगच्छते इति अपत्यसाच् मम् )
५७ ररायां = प्रयच्छतम् = આપો.
५८ आर्यमि = પ્રાર્થના કરૂં છું. ( कैगेशब्दे ).
५९ प्रत्यं = પ્રશંસનીય, ઉત્કૃષ્ટ.
६० रराणा = रममाणौदातारौ वा = રમણ કરનારં વા ઉદાર.

६१ विकस्तम = विच्छिन्नं = विच्छेदेला.
६२ आयवः = मनुष्यो.
६३ विदथं = यज्ञ ( विदज्ञाने ).

---

## सूक्त ११८.

ऋषि—कक्षीवान्; देवता—अश्विन्; छन्दः—त्रिष्टुभ्

आवांरथोअश्विनाश्येनपत्वासुमृळीकःस्ववाँयात्वर्वाङ् ।
योमर्त्यस्यमनसोजवीयान्त्रिवन्धुरोवृषणावातरंहाः ॥१॥

प०— आ । वाम् । रथः । अश्विना । श्येनऽपत्वा । सुऽमृळीकः । स्वऽवान् । यातु । अर्वाङ् । यः । मर्त्यस्य । मनसः । जवीयान् । त्रिऽवन्धुरः । वृषणा । वातऽरंहाः ॥ १ ॥

अ०—हे अश्विन् ( देवो ) !, तमारो प्रशंसनीय गतिवाळा अश्वो वडे दोडनार, अथवा श्येन पक्षीनी पेठे शीघ्र गतिवाळो, कल्याणकारक, धनसंपन्न रथ, अमारी अभिमुख आवो. हे कामनाना वरसावनारा ( देवो ) !, जे ( रथ ), मनुष्यना मनथी अतिशय वेगवाळो, त्रण दांडावाळो, अने वायुवेगी छे. १

त्रिवन्धुरेणत्रिवृतारथेनत्रिचक्रेणसुवृतायातमर्वाक् ।
पिन्वतंगाजिन्वतमर्वतोनोवर्धयतमश्विनावीरमस्मे ॥२॥

प०— त्रिऽवन्धुरेण । त्रिऽवृता । रथेन । त्रिऽचक्रेण । सुऽवृता । आ । यातम् । अर्वाक् । पिन्वतम् । गाः । जिन्वतम् । अर्वतः । नः । वर्धयतम् । अश्विना । वीरम् । अस्मे इति ॥२॥

अ०—ત્રણ દાંડાવાળા, ત્રિકોણી, ત્રણ ચક્રવાળા, રૂડી ગતિવાળા રથ વડે, તમે અમારી અભિમુખ આવો હે અશ્વિન્ (દેવો)! તમે અમારી ગાયોને દૂઝણી કરો, અશ્વોને ચપળ કરો, અમારા પુત્રાદિકનો ઉત્કર્ષ કરો ૨

प्रवर्यामनासुवृतारथेनदस्राविमंशृणुतश्लोकमद्रेः ।
किमङ्गवांप्रत्यवर्तिंगमिष्ठाहुर्विप्रासोअश्विनापुराजा ॥३॥

प०— प्रवत्ऽयामना । सुऽवृता । रथेन । दस्रौ । इमम् । शृणुतम् । श्लोकम् । अद्रेः । किम् । अङ्ग । वाम् । प्रति । अवर्तिम् । गमिष्ठा । आहुः । विप्रासः । अश्विना । पुराऽजाः ॥३॥

अ०—હે દર્શનીય (દેવો)!, તમે તમારા શીઘ્રગામી, રૂડીગતિવાલા, રથ વડે (આવી) સ્તોતાઓનુ આ સ્તોત્ર સાંભળો હે અશ્વિન્ (દેવો)!, પ્રાચીન મેધાવી પુરૂષો, તમને શુ સ્તોતાઓનુ—દારિદ્ર—ટાળવા—જનાર નથી કહેતા ૩

आवांश्येनासोअश्विनावहन्तुरथेयुक्तासआशवःपतङ्गाः ।
येअप्तुरोदिव्यासोनगृध्राअभिप्रयोनासत्यावहन्ति ॥४॥

प०— आ । वाम् । श्येनासः । अश्विना । वहन्तु । रथे । युक्तासः । आशवः । पतङ्गाः । ये । अप्ऽतुरः । दिव्यासः । न । गृध्राः । अभि । प्रयः । नासत्या । वहन्ति ॥ ४ ॥

अ०—હે અશ્વિન્ (દેવો)!, તમને હવિરન્ન પ્રત્યે આણે છે તે સમર્થ, પ્રશસનીય ગતિવાળા રથે જોડેલા અશ્વો, તમને અમારી સમીપ આણો જે જળની પેઠે વેગવાળા, અન્તરિક્ષ

विषे होनार गीधपक्षिना जेवा शीघ्रगतिवाळा अश्वो, हे अश्विन् (देवो)!, तमने हविरन्न प्रत्ये आणे छे. ४

आवां रथं युवतिस्तिष्ठदत्र जुष्ट्वी नरा दुहिता सूर्यस्य ।
परि वामश्वा वपुषः पतंगा वयो वहन्त्वरुषा अभीके ॥५॥१८॥

प०— आ । वाम् । रथम् । युवतिः । तिष्ठत् । अत्र । जुष्ट्वी । नरा । दुहिता । सूर्यस्य । परि । वाम् । अश्वाः । वपुषः । पतंगाः । वयः । वहन्तु । अरुषाः । अभीके ॥ ५ ॥ १८॥

अ०—हे शूरा (देवो)!, तरुण सूर्यकन्या प्रसन्न थइ तमारा आ रथ उपर आरूढ थइ. सुंदर अथवा पुष्ट, समर्थ उडनार, गतिवाळा, देदीप्यमान वा हिंसकरहित अश्वो, तमने छेक अमारी गृहनी समीपमा लइ आवो. ५

इति अढारमो वर्ग समाप्त.

उद्वन्दनमैरतं दंसनाभिरुद्रेभं दस्रा वृषणा शचीभिः ।
निष्टौग्र्यं पारयथः समुद्रात्पुनश्च्यवानं चक्रथुर्युवानम् ॥६॥

प०— उत । वन्दनम् । ऐरतम् । दंसनाभिः । उत । रेभम् । दस्रा । वृषणा । शचीभि । निः । तौग्र्यम् । पारयथः । समुद्रात । पुनरिति । च्यवानम् । चक्रथु । युवानम् ॥ ६ ॥

अ०—हे अश्विन् (देवो)!, तमारा पराक्रम वडे तमे वंदनने (कूवानी) बहार काढयो हे दर्शनीय, कामनाना वरसावनार (देवो)! तमारा पराक्रम वडे, तमे रेभने (कुवानी) बहार काढयो. तमे तुग्र पुत्र भुज्युने समुद्रनी पार बहार आण्यो, अने च्यवानने तरुण कर्यो. ६

युवमत्रयेऽवनीताय तप्तमूर्जमोमानमश्विनावधत्तम् ।
युवं कण्वायापिरिप्ताय चक्षुः प्रत्यधत्तं सुष्टुतिं जुजुषाणा ॥७॥

प०— युवम् । अत्रये । अवऽनीताय । तप्तम् । ऊर्जम् । ओमानम् । अश्विनौ । अधत्तम् । युवम् । कण्वाय । अपिऽरिप्ताय । चक्षुः । प्रति । अधत्तम् । सुऽस्तुतिम् । जुजुषाणा ॥७॥

अ०—હે અશ્વિન્ ( દેવો )!, તમે ( પીડા દેવા મંત્ર ગૃહ વિષે ) નીચે આણેલ અત્રિના અર્થે, ( પીડાર્થ ફેંકેલા ) તુષાગ્નિને ( શીતોદક વડે નિવાર્યો ), તથા તેને સુખકર રસસંપન્ન અન્ન અર્પણ કર્યું. સુંદર સ્તુતિને સેવનારા એવા તમે, ( અંધારા ગૃહ વિષે ) પ્રવેશાવેલ કણ્વના અર્થે, ઉષાપ્રકાશક વીણાનાદ કર્યો, અથવા ચક્ષુ વિનાના કણ્વને ચક્ષુ આપી. ૭

युवं धेनुं शयवे नाधितायापिन्वतमश्विना पूर्व्याय ।
अमुञ्चतं वर्तिकामंहसो निः प्रति जङ्घां विश्पलाया अधत्तम् ॥८॥

प०— युवम् । धेनुम् । शयवे । नाधिताय । अपिन्वतम् । अश्विना । पूर्व्याय । अमुञ्चतम् । वर्तिकाम् । अंहसः । निः । प्रति । जङ्घाम् । विश्पलायाः । अधत्तम् ॥ ८ ॥

अ०—હે અશ્વિન્ ( દેવો )!, તમે યાચના કરનાર પુરાતન શયુને ગાય દૂઝણી કરી આપી. ચીમણી ( ચકુનિ )ને સંકટમાથી છેક મુક્ત કરાવી. અથવા, ( આદિત્યગ્રસ્ત ) ઉષાને મુક્ત કરાવી. તમે વિશ્પલાને ( લોખંડી ) જાંઘ બેસાડી. ૮

युवंश्वेतंपेदवइन्द्रजूतमहिहनमश्विनादत्तमश्वम् ।
जोहूत्रमर्यो अभिभूतिमुग्रंसहस्रसांवृषणंवीड्वङ्गम् ॥९॥

प०— युवम् । श्वेतम् । पेदवे । इन्द्रऽजूतम् । अहिऽहनम् । अश्विना । अदत्तम् । अश्वम् । जोहूत्रम् । अर्यः । अभिऽभूतिम् । उग्रम् । सहस्रऽसाम् । वृषणम् । वीड्वऽअङ्गम् ॥९॥

अ०—हे अश्विन् (देवो)! तमे पेदुने श्वेतवर्णनो, इन्द्रे अर्पण करेल, शत्रुनाशक, (मझामयिमे) अतिशय हणहणाटी करनार, शत्रुनो पराभव करनार, वीर्यवान, असंख्य धन मेळवनार, तरुण तथा दढ अंगवाळो अश्व अर्पण कर्यो. ९

तावांनरास्ववसेसुजाताहवामहेअश्विनानाधमानाः ।
आनउपवसुमतारथेनगिरोजुषाणासुविताययातम् ॥१०॥

प०— ता । वाम् । नरा । सु । अवसे । सुऽजाता । हवामहे । अश्विना । नाधमानाः । आ । नः । उप । वसुऽमता । रथेन । गिरः । जुषाणा । सुवितायं । यातम् ॥ १० ॥

अ०—हे शूरा अने अभिजात अश्विन् (देवो)! आवा प्रकारना तमने, अमे धनेच्छुओ स्वरक्षणार्थं रूडीरीते आह्वान करीए छीए. अमारी स्तुतिनुं सेवन करीने अमने रूडुं धन अथवा सुख देवा, धनसंपन्न रथ वडे तमे अमारी समीपमा पधारो.१०

आश्येनस्यजवसानूतनेनास्मेयातंनासत्यासजोषाः ।
हवेहिवामश्विनारातहव्यःशश्वत्तमायाउषसोव्युष्टौ ॥११॥१९॥

१०— आ । श्येनस्यं । जर्वसा । नूर्तनेन । अस्मे इति॑ । यातम् । नासत्या । सहसोषाः । हवे॑ । हि । वाम् । अश्विना । रातहव्यः । शश्वत्तमायाः उषसः । विऽउष्टौ ॥ ११ ॥ १९ ॥

अ०—हे અશ્વિન્ (દેવો)! તમે અશ્વના નવતર વેગે અમારા પ્રત્યે પધારો. હે અશ્વિન (દેવો)! હવિસ્સંપન્ન થઈ હું, તમને સનાતન ઉષાના ઉદય બરોબર આહ્વાન કરું છું. ११

ઇતિ ઓગણીશમો વર્ગ સમાપ્ત.

## सूक्त ११८.

१ श्येनपत्वा = शंसनीयैरश्वैः पतन् यद्वा श्येन इव शीघ्रं पतन् = પ્રશંસનીય ગતિવાળા અશ્વો વડે; અથવા, શ્યેનપક્ષી જેવો શીઘ્રગતિવાળો.

२ हवषान् = ધનસંપન્ન.

३ वातरंहाः = વાયુવેગી.

४ सुवृता = રૂડી ગતિવાળા.

५ पिन्वतं = पयसा पूरयतम् = દૂઝણી કરો.

६ क्षिन्वतम् = प्रीणयतम = ચપળ કરો.

७ प्रपद्यामना = प्रकृष्टगमनेन = શીઘ્રગામી.

८ अद्रेः = आदरं कुर्वतः स्तोतुः = સ્તોતાનું. (दृङ्आदरे).

९ अमतिम् = દારિદ્ર.

१० पुराजाः = पूर्वजाताः = પ્રાચીન.

११ गमिष्ठा = गन्तृतमौ = જનાર.

१२ अप्तुरः = आप इव त्वरोपेताः = જળની પેઠે વેગવાળો. (तुरत्वरणे).

१३ जुष्टो = प्रीता सती = પ્રસન્ન થઈ. ( जुषी प्रीति सेवनयोः )
१४ अभीके = ગૃહસમીપ.
१५ यय: = गच्छन्तः = ગતિવાળા.
१६ अरुषाः = દેદીપ્યમાન; અથવા, હિંસકરહિત.
१७ दसनाभिः = કર્મો વડે.
१८ अवनीताय = अधस्तान्नीताय = નીચે આણેલ
१९ ऊर्जं = રસસંપન્ન અન્ન.
२० ओमान = સુખકર.
२१ अपिरिप्ताय = प्रवेशिताय = यद्वा अपरिलिप्ताय; પ્રવેશાવેલ, અથવા, ચક્ષુરહિત.
२२ नाधिताय = याचमानाय = યાચના કરનાર.
२३ पूर्व्याय = પુરાતન.
२४ इन्द्रजूतं = इन्द्रगमितं = ઇન્દ્રે અર્પણ કરેલ. (जुगतौ).
२५ जोहूत्रम = अतिशयेन आह्वातारम = ( સગ્રામ વિષે ) અતિશય હણહણાટી કરનાર.
२६ अर्यः = अरेः = શત્રુને.
२७ अभिभूतिम = અભિભાવુક; પરાભવ કરનાર.
२८ वीड्वंगम = દૃઢ અગવાળો.
२९ सुवितायं = सुष्ठु प्राप्तव्याय धनाय सुखाय वा = રૂડું ધન અથવા સુખ દેવા
३० रातहव्यः = दातव्येनह विषायुक्तः सन् = હવિસંપન્ન થઇ.
३१ शश्वत्तमायाः = નિત્ય; સનાતન.

## सूक्त ११९.

ऋषिः—दीर्घतमसनापुत्र कक्षीवान्: देवता:—अश्विन्, छन्दः—जगती.

आवांरथंपुरुमायंमनोजुवंजीराश्वंयज्ञियंजीवसेहुवे ।
सहस्रकेतुंवनिनंशतद्वसुंश्रुष्टीवानंवरिवोधामभिप्रयः ॥१॥

प०— आ । वाम् । रथम् । पुरुऽमायम् । मनःऽजुवम् । जीरऽअश्वम् । यज्ञियम् । जीवसे । हुवे । सहस्रऽकेतुम् । वनिनम् । शतत्ऽवसुम् । श्रुष्टीऽवानम् । वरिवःऽधाम् । अभि । प्रयः १

अ०—हे अश्विन (देवा)! तमारा बहुविध आश्चर्यकारक अथवा अद्भुत कर्म करनार, मनना जेवी शीघ्रगतिवाळा वेगवान अश्वोवडे युक्त, यज्ञविषे आह्वान करवायोग्य, अनेक संपत्तिना मेळवनार अथवा दर्शक, उदकसंपन्न, सेंकडो संपत्तिवाळा, सुखकर अथवा जल्दी प्राप्त होनार, धनप्रद एवा रथने, मारा जीवनार्थे हविरन्न प्रत्ये आह्वान करूं छुं. १

ऊर्ध्वाधीतिःप्रत्यस्यप्रयामन्यधायिशस्मन्त्समयन्तआदिशः ।
स्वदामिघर्मंप्रतियन्त्यूतयआवामूर्जानीरथमश्विनारुहत् ॥२॥

प०— ऊर्ध्वा । धीतिः । प्रति । अस्य । प्रऽयामनि । अधायि । शस्मन् । सम् । अयन्ते । आ । दिशः । स्वदामि । घर्मम् । प्रति । यन्ति । ऊतयः । आ । वाम् । ऊर्जानी । रथम् । अश्विना । अरुहत् ॥ २ ॥

अ०—आ (रथ) प्रयाण करतां वेंतज अमारी बुद्धि, (अश्विन देवनी) स्तुति करवा तेना सामे उन्मुख थाय छे. ते स्तुतिओ

તેમને જઈ મળે છે. હું હવિને મધુર કરું છું. સહાય્યક ઋત્વિજો, તે હવિ પ્રત્યે જાય છે. હે અશ્વિન્ (દેવો)! (તે વેળાયે) સૂર્યકન્યા, તમારા રથ ઉપર આરૂઢ થઈ. ૨

संयन्मिथःपस्पृधानासोअग्मतशुभेमखाअमिताजायवोरणे ।
युवोरहप्रवणेचेकितेरथोयदश्विनावहथःसूरिमावरम् ॥३॥

प०— सम् । यत् । मिथः । पस्पृधानासः । अग्मत । शुभे । मखाः । अमिताः । जायवः । रणे । युवोः । अह । प्रवणे । चेकिते । रथः । यत् । अश्विना । वहथः । सूरिम् । आ । वरम् ॥३॥

अ०—યજ્ઞસંપન્ન, અસીમ જયશીલ મનુષ્યો, સંગ્રામવિષે ધનપ્રાપ્ત્યર્થ પરસ્પર સ્પર્ધા કરતા એકઠા થાય છે ત્યારે, હે અશ્વિન્ (દેવો)! ભૂતલ વિષે તમારો જ રથ દેખાય છે. તે રથવડે, તમે સ્તોતા પ્રત્યે શ્રેષ્ઠ ધન લઈ જાઓ છો. ૩

युवंभुज्युंभुरमाणंविभिर्गतंस्वयुक्तिभिर्निवहन्तापितृभ्यआ ।
यासिष्टंवर्तिर्वृषणाविजेन्यंदिवोदासायमहिचेतिवामवः ॥४॥

प०— युवम् । भुज्युम् । भुरमाणम् । विभिः । गतम् । स्वयुक्तिभिः । निवहन्ता । पितृभ्यः । आ । यासिष्टम् । वर्तिः । वृषणा । विजेन्यम् । दिवःदासाय । महि । चेति । वाम् । अवः ॥ ४ ॥

अ०—હે કામનાના વરસાવનાર (દેવો)! તમે અશ્વોવડે ધારણ કરી, સમુદ્રવિષે બુડાલેલ ભુજ્યુને આપોઆપ જોડાઈ જનાર (અશ્વો) વડે વહન કરી, તેના વડિલ પાસે દૂર ઘેર ગયા.

